સ્વદેશ ભક્ત કેસરી પત્રના અધિપતી ઉપર મુંબઈની
હાઈકોર્ટમાં નામદાર જજ દીનશાહ ધનજીભાઈ
દાવર સન્મુખ ચાલેલ

# બાળ ગંગાધર

# તીલક કેસ.

સંપૂર્ણ હકીકત તેમજ તેમનો ફેટા સાથે, ઉપરાત મુંબઇમાં થએલ હુલ્લડો અને પંજાબીય લાગણી, પડેલી હડતાલો તેમજ એડવોકેટ-જનરલને કરેલી અપીલ, તેમનો ચુકાદો, અને તેના ઉપર પ્રીવીકાઉન્સીલમાં લઇ જવામાં આવનાર અપીલ, તીલકની તુરંગની મુલાકાતને પ્રસંગ, તેમની ધૈર્યતા, અને દેશના વર્તમાન પત્રોની આ બનાવ ઉપર નુકતેચીની વગેરે વગેરે વગેરેનો

સંગ્રહ કરી-પ્રગટ કર્તા

**જૈન શુભેચ્છક પત્રની ઓફીસ**

ભાવનગર

કીંમત ચાર આના

શ્રી 'વિદ્યા વિજય' છાપખાનું-ભાવનગર

# સૌંદર્ય વાર્તામાળા.

હિંદનું પ્રાચિન ગૌરવ સૂચવતી, અને દરેક રસના શોખીનોને તૃપ્ત કરતી કસ એવી ઢબથી લખાએલી મનોરંજક વાર્તાઓ, જેવીકે **શુરવીર શીવાજી, હૃદય હારીણી, ચંદ્ર મોહીની, જયા, લવંગલત્તા, નંદકુમાર** વગેરે ઓછે ખર્ચે પુરી પાડવાનું નામ સૌંદર્ય વાર્તા માળા નામે પાક્ષીક કરેછે કે જે પાક્ષીક ભાવનગરમાં બે તારીખોના આકારના મહીનામાં બે વખત બહાર પડેછે, અને તેના ગ્રાહકોને દર ત્રણ માસે છપા પોલીસને લગતી રસાત્મક વાર્તાઓના સંપુર્ણ ગ્રંથો ભેટ મળેછે. આ પાક્ષીક (નોપાનીઆ નું લવાજમ વર્ષના ફક્ત રૂ ૨। બેજ ટપાલ ખર્ચ ૭ આના જુદું રસીક બંધુઓએ નામીદે નામ લખી મોકલવા

**પુરૂષોત્તમદાસ ગીગાભાઈ શાહ**
સમાદક "સૌંદર્ય વાર્તા માળા"
ભાવનગર

જોતા શીખે છે, જ્યારે તેને અંગે વધતા જતા વ્યવહાર જાપતાથી પ્રજા અસંતોષની લાગણીમાં મુકાએલી જણાય છે આવા સંજોગો વચ્ચે પૂના ખાતે પ્રગટ થતા " કેસરી " પત્રના માલેક અને [illegible] મી૦ બાળગંગાધર તીલકનો રાજદ્રોહી લખાણ સંબ [illegible] તની ચાલેલો મુકદમો હિંદ જનહિં પણ યુરોપમાં એ દરેક [illegible] ખેંચી રહેલો છે. કેમકે આ મુકદમામાં થએલ કામકાજ અને [illegible] રજુ કરેલ લાણું ભાષણ હિંદની વર્તમાન [illegible] ભવિષ્યની રૂપરેખા બતાવવાને પ્રમાણ શાસ્ત્રની [illegible] કહે ગવાયુ છે તે કારણને હિંદુઓ રામાયણ કે મહા [illegible] એક પર્વરૂપે અને મુસલમાનો કુરાનની શિક્ષાના ભાવે આદિ [illegible] થી આ કેસ આ ગ્રંથમાં સવિસ્તર પ્રગટ કરવામાં આવ્યો છે એટ [illegible] પણ તેમાં કેસના છેવટ પછીના બનાવો હિંદની અશાંતિ અને અપીલની હિલચાલના ખબરપણ પ્રકાશમાં મૂકયાછે.

આવો કિમતી ગ્રંથ દરેક કુટુંબમાં અને દરેક ઘરમાં નિત્ય [illegible] તરીકે ઉપયોગમાં આવે તે અમારા આ સાહસનો હેતુ છે અને [illegible] મનો ફળીભુત થશું તેમ ઇચ્છી વિરમીશું.

ता. २३-७-१९०८ रात्रीथी ६ वर्ष
स्वदेश सेवा माटे देशनीकाल थएला

# मानवंत बाळगंगाधर तीलक



पुना खाते प्रगट थता "केसरी"
मालेक अने अधिपती.

# તીલક કેસ

પૂના ખાતે પ્રગટ થતાં જાણીતા મરાઠી "કેસરી" [illegible]
માલેક અને અધિપતી દેશ ભક્ત શ્રી. બાળગંગાધર [illegible]
ઉપર પોતાના પત્રના તા. ૧૨મી મે અને તા [illegible]
અંકમાં આવેલા લેખ [illegible]ને રાજદ્રોહી ઠરાવતાં [illegible]
ફોજદારી કાયદાની કલમ ૧૨૪એ અને કલમ ૧૫૩એ [illegible]
સૂદ્ધી પકડવાનું વારંટ કાઢવામાં આવેલ હતું તેને આધારે [illegible]
તેઓ જ્યારે મુંબઈ આવ્યા ત્યારે "કેસરી" પત્રની કોપી [illegible]
ઈમાં પણ સારા પ્રમાણમાં પહોંચાય અને વંચાય છે. તેમ [illegible]
તેઓ તા. ૨૪ની જુનના સન ૧૯૦૮ના રોજ સાંજના [illegible]
કલાકે મુંબઈ સીતારામ બીલ્ડીંગમાં આવેલા સરદાર [illegible]
"કાળ" પત્રના અધિપતી શ્રી. મહાદેવ સદાશીવ પરાંજપે [illegible]
એઓના સામે પણ રાજ દ્રોહી લખાણના ગુન્હા માટે કામ ચાલતું
અને તે દીવસે જામીન ઉપર છુટા હતા, તથા તેમની સાથે [illegible]
કરતા હતા, તેવામાં તે વારંટના આધારે છુપી પોલીસના વડા [illegible]
સ્લેન અને ઇન્સપેક્ટર શ્રી. પેટીગરાએ તેમને કબજે લીધા [illegible]
તેમને તેઓએ વારંટ બતાવતાં શ્રી. તીલકે જણાવ્યું કે "[illegible]
**દરેક ક્ષણે તમારી રાહ જોતો હતો"** અને તુર્ત [illegible]

કોઇને પણ અસ્વસ્થતા અને દુઃખ થયા વગર રહેશે નહીં. તેમા મુઝફ્ફરપોરમાં બે નીરપરાધી ગોરી સ્ત્રીઓ બોંબ ગોળાની ભોગ થઇ પડી તેથી તો વળી ઘણાને બંડખોર પક્ષના લોકો માટે તીરસ્કાર છુટશે એ નીરવીવાદ વાત છે. આવા પ્રકારની બાબતો યુરોપી રૂશીઆમાં બનેલી છે અને હજી પણ બનેછે જે ઇતીહાસ પ્રસિદ્ધ વાત છે. પણ હીંદુસ્તાનનું રાજકિય પ્રકરણ આ હદે પહોંચશે તેમ વકી ન હોતી.

અમારા ગોરા અધિકારીઓનો (bureaucracy) હઠ અને દુરાગ્રહ સ્વદેશોત્કર્ષ માટે સહન કરનારા તરૂણોને પૂર્ણ નાઉમેદ કરીને બંડ ખોરના માર્ગમાં આટલા જલદી પ્રવરતાવશે એવું અમને લાગતું નહોતું, પણ ઇશ્વરના ઘરનો નિયમ કાંઇ જુદોજ છે, મુઝફ્ફરપોરમાં જે બોંબ ગોળો ઊડાડવામાં આવ્યો તે કોઈ પણ વ્યકતી માટેના અગર એકાદ બદમાશ માથા ફરેલનાં કૃત્યથી થવા પોગ્યું હોય એવુ સદરહુ બાબતમાં પકડાએલા લોકોની જુબાની ઉપરથી દેખાઇ શકતું નથી. મી. કેનેડીના ઘરની બે નિરપરાધી સ્ત્રીઓનો ભોગ અપાયો તે માટે ખુદ બે બ ફેંકનાર દેશમુખ ખુદીરામને પણ ગાહું લાગ્યું છે, તો પછી બીજાઓ માટે શું લખવું ? જે તરૂણ ગ્રહસ્થે એક ગુપ્ત મંડળી સ્થાપીને આ કામ ઉપાડ્યું, તેનાથી આવા અઘોર કૃત્ય વડે ઇંગ્રેજી સરકારનું રાજ્ય આ દેશમાંથી નાબુદ કરી શકાશે નહિ તેમ એ સારી રીતે જાણતો હોય તેવું તેની પોતાની જુબાની ઉપરથી સીધ થાય છે, આ એકાદ ગુપ્ત મંડળી નીકળી તેટલાથી જુલમી અધિકા

शिविर लगाये जायें जिसके लिए
कम बना सो तो अच्छा होगा।

सुबह

ગ્રાતની કોઇને પણ ખબર નથી એમ નથી પણ મનુષ્ય માત્ર ની નહન શીળતાની પણ કઇ હદ હોયછે અનીય ત્રીત સત્તા ચલાવવા વાળા રાજ કર્તાએ હમેશા લક્ષમા રાખવુ જોઇએ કે બગબંગ થયો ત્યારથી બંગાળી લોકોના મન અતિ ક્ષુબ્ધ થયેલા હોવાથી ભાગવા કાયદા સર રીતથી રદ કરાવવા માટેના તેમના સર્વે યત્નો નિષ્ફળ થયા અને પડીન મેરલી અથવા હવે લોર્ડ ગોરલીએ પણ તે ભાગલાએ ને માટે દુર્લક્ષ કર્યું જે જગજાહેર છે આવી સ્થિતિમા બગાળના થોડા લોકોના માથા ફરી જવાથી તેઓએ અત્યાચારમા પ્રવર્તન થવુ એવુ અધિકાર મદથી મગ્ન થયેલા ગોરા અધિકારીઓ શીવાય આ જગતમા બીજા કોઇને પણ લાગનારનથી ઘરમાં પુરેલા બિલાડાને પણ પુરનારના સામે દોડી જઇને મારવાનો પ્રયત્ન કરવો પડે છે, એવો અનુભવ છે તો પછી બંગાળી લોક ગમે તેવા નીર્બળ બની લેવાયાં આવેલા હોય તો પણ તે માણસો છે, અને બીજા મનુષ્ય પ્રમાણેજ તેના મનોવિકાર પ્રસંગાનુ સાર તીવ્ર અને સૌમ્ય બની શકે છે, એવું અંગ્રેજીકારી વર્ગે મનમા ગણવાની જરૂર નહોતી શુ ? હિંદુસ્થાન દેશ આજ ઘણા વર્ષ થયા પરદેશી રાજા ના અમલ નીચે હોવાથી હીંદુ લોકોના શરીરનુ તેજ અને આવેગ કમી થઇ ગયો છે ખરો, પણ ગમે તેમ થાય તે પણ આ સંતાપ નષ્ટ થવો સંભવિત નથી વયો વૃદ્ધ અને વજનદાર આગેવાનોના અનુભવથી અથવા વિચારથી આ સંતાપ કેટલીક હદ સુધી કાયમ

ખતા આવડશે, પણ દેશના બધા લોકોથી પોતાનો અ॰
સંતાપ અથવા ચીડ એવી રીતે હદમા હમેશાં રાખી શકાશે નહિ
કીંબહુના આવી રીતે આ સંતાપ જે દેશમાં સદૈવ વિવક્ષીત ર
મા રહી શકે છે, તે દેશના લોકોના નશીબે બ્રહ્મદેવે કાયમની ગુ-
લામગીરી લખેલી છે એવું કહેવાને કોઇ જાતની હરકત નથી.
અમારા રાજકર્ત્તાને આનુ તત્વ ખબર નથી એમ નથી. ઇંગ્રેજી
રાજ્ય આ દેશમાં પારકુ અને પરધર્મી છે, એ ધ્યાનમાં રાખી
તેજ ઇંગ્રેજી રાજ્યપદ્ધતીનુ ધોરણ ઇંગ્રેજી મુત્સદીઓએ ઠરાવેલ
છે એક દેશે બીજા દેશ ઉપર રાજ્ય કરવામા સ્વાર્થ એજ રાજ્ય
કર્ત્તાનો પ્રધાન હેતુ હોય છે, પણ તે હદમા રાખેલો હોય છે. કેટ-
લાક ઇંગ્રેજી ગ્રંથકારોએ ઉદાત સ્વાર્થ ( Enlightened self-in
terest ) એવું નામ દીધું છે. હીંદુસ્તાન દેશમાનું ઇંગ્રેજી રાજ્ય
એજ તત્વ ઉપર ચાલેલું છે, પણ તેમા જે મોટી ભુલ થાય છે તે
એ છે કે પ્રજાની અથવા પ્રજાના આગેવાનોની સલાહ કે મત ઇંગ્રે
જી અધીકારી વર્ગ અમારા રાજ્ય કારભારમાં બીલકુલ લેતો નથી.
પ્રજાનુ હિત શેમા છે એ ઠરાવવ નો સર્વ ઇજારો ગોરા અધિ-
કારીઓએ પોતાના હાથમાં રાખેલો છે. અને તેઓને
એવો ગુમાન છે કે અમે અમારા ડહાપણથી અથવા અતિ સ્વા-
ર્થબુદ્ધિથી જે જે કાંઇ કરીએ અથવા જે જે ધોરણ રાખીએ તેજ
પ્રમાણે હીંદુસ્તાનના લોકોએ તકરાર વગર અંગીકાર કરીને અમ
ને દુવા દેવી જોઇએ. પરંતુ પાશ્ચિમાત્ય શિક્ષણના પ્રસારથી આ
સ્થિતિ રહેવી હવે અશક્ય છે રાજ્યકર્ત્તાનો સ્વાર્થ ગમે તેટ

હોય છે તો પણ હીંદુસ્તાન દેશને તેથી કરીને નુકસાન છે, અને આ નુકસાન અટકાવવામાં ગોરા અધિકારી વર્ગના હાથમાંની સત્તા હળવે હળવે અમારા હાથમાં આવવી જોઇએ, તે સિવાય ચાલે તેમ નથી એવી સમજણ આજકાલ ઘણા હિંદીવાનોની થઇ જવા પામી છે, આવા પ્રકારની સમજણથી પરિણામે રાજકર્તા અધિકારી વર્ગને નુકસાન હોવાથી સદરહુ સમજ ઉત્પન્ન કરનારા લેખ, વ્યાખ્યાનો કે અલ્પ સાધનો તદ્દન ઉખેડી નાંખવાને અહીંનો ગોરો અધિકારી વર્ગ ઉત્સુક થએલો છે. રાજકારભારનું સર્વ ગાડું કેવળ તેઓના મત ઉપર હાંકતું રાખ્યું હોત અને સભા પ્રતીબંધ કાયદા પ્રમાણે આજ સુધીમાં અનેક જુલમી કાયદાઓ થયા હોત તો હિંદુસ્તાન પણ રૂશીઆ બની ગયું હોત. પરંતુ ઇતિહાસનો અનુભવ, વિલાયતનું પ્રજાપક્ષિય લોકમત અને જાપાન જેવા પઉરવાત્ય રાષ્ટ્રના અભ્યુદયથી એશીયાખંડમાં થએલી જાગૃતિએ અમારા ગોરા અધિકારી વર્ગના જુલમી ધોરણની આડે આવીને સદરહુ અધિકારી વર્ગના બાદશાહી અમલમાં કેટલી અડચણ નાંખેલી છે, તથાપી ઉત્તરોત્તર સ્વરાજનો હક્ક મળવાની લોકોની ઇચ્છા અધીકાધીક પ્રબળ થવાથી લોકની ઇચ્છા પ્રમાણે જો તેમને હળવે હળવે હક્ક મળતા જશે નહિ તો પ્રજામાંના કેટલાક લોકો સંતાપથી દુખીત થઇને સારાસારનો વિચાર ન કરતાં ઘોર કૃત્ય તરફ થયા વિના રહેનાર નથી. ખુદ ના૦ ગોખલેએ વરીષ્ઠ કાયદા કાઉનસીલ આગળ આપેલાંએક ભાષણમાં આવાજ પ્રકારની એક ઇશારત વાઇસરોયની સમક્ષ અમારી સરકારને કીધેલી

હતી, અને લાલા લજપતરાયને વગર ચોકસીએ કાળે પાણીએ મોકલી સભા બંધીની જાહેરનામા જયારે બહાર પાડયાં ત્યારેજ અમારા પ્રમાણે બીજા દેશી વર્તમાન પત્રકારોએ સરકારને એમ સ્પષ્ટ જાહેર કર્યું હતું, કે સરકાર જો આ પ્રમાણે જુલમી રૂશીઅન રાજપદ્ધતી અંગીકાર કરશે તો હીંદુસ્તાનની પ્રજાને પણ રશીઅન પ્રજાનું કેટલેક અંશે અનુકરણ કરવાની ફરજ પડશે ! "જેવા બી રોપીએ તેવો પાક ઉતરે છે" તે કહેવત સુપ્રસિદ્ધ છે. અમને ગમશે તેવા જુલમો અમો કરીશું, અમને ગમશે તેને ચોકશી વગર કાળા પાણીએ મોકલશું. અમને ગમશે તે પ્રમાણેના કાગલા કરશું, અમને ગમશે તે સભા બંધ કરશું અને અમને ગમશે તેઓ ઉપર રાજ દ્રોહના કેસો કરીને તેઓને તુરંગમાં મોકલીશું. તમે માત્ર આ બધી વાતો મુગાં રહી સહન કરજો પણ તમારા [illegible] અને આવેશોને હદ બહાર જવા દેશો નહીં. એવું રાજકરતાએ પોતાની પ્રજાને કહેવા નીકળવું, એટલે સામાન્ય મનુષ્ય સ્વભાવની પોતાને ઓળખ નથી એવું લોકોને પ્રદર્શીત કરવું એવું થાય છે. મુઝફરપુર બાબત ઉપર લખતાં એંગ્લો ઇન્ડીયન પત્રકારોએ આવી મોટી ભુલ કરેલી છે. આ ત્રેઉ અધીકારી વર્ગના ત્રાસદાયક વર્ણન ઉપર અધવા શીરજો રૂપણા ઉપર કડક ટીકા કરનારા હિંદી આગેવાનોના લેખોથી [illegible] આ લખ.પુથીજ હાલની ભયંકર સ્થિતિ થવા પામી છે. આવા [illegible] તેઓએ સદરહુ આગેવાનો ઉપર મૂકયાં છે, અને વધુ

એવી ભલામણ કરી છે કે આગેવાનોના ભાષણો અને લેખો ઉપર અથવા હીલચાલ ઉપર આપણી સરકારે વધુ સખત બનવું જોઇએ. અમારા મત પ્રમાણે આ સૂચના કેવળ ઘેલાપણાની છે. અતીશય વરસાદ પડવાથી નદીનાં આવેલા પુરને લીધે નદીના બંધો ધસાઇ પડવા માટેનો દોષ પુરને માથે ન ચઢાવતાં જે પ્રમાણે વરસાદને આપવો જોઇએ તે પ્રમાણે બેદરકાર અને અનીયંત્રીત અધિકારી વર્ગના જુલમી કૃત્યોથી જે અસંતોષ અને સંતાપ ઉત્પન્ન થાય છે, તેથી પ્રજામા કોઇક ઠેકાણે કાયદાની મરજાદાનું ઉલ્લંઘન થાય તો તેનો દોષ અનીયંત્રીત અધિકારી વર્ગની રાજપદ્ધતી ઉપર મૂકવો જોઇએ. કોઇ પણ મનુષ્ય પોતે પોતાની સ્થિતી જોઇ શકતો નથી તે ખરૂ છે. પૃથ્વી ગતિ કરે છે તે કરોડો લોકોને પોતે નથી ફરતાં અને જગત ફરે છે એવું લાગે છે પણ જાણકારોએ આવા ભરમમાં ન પડતા કોઇ પણ વાતોનું ખરૂં કારણ શોધી કાઢવા તરફ પોતાનું લક્ષ પહોચાડવું જોઇએ. નકામા સાપસાપ કરીને દોરડા ઉપર તોડન કરવામાં બેસવામા કોઇ પણ ફાયદો નથી.

હિંદુસ્તાનમાંના અનીયંત્રીત જોગ અધીકારી વર્ગની સત્તા દહાડે દહાડે લોકોને અસહ્ય થતી ચાલી છે આ સત્તા અધીકારી વર્ગ પાસે ન રહેતાં પ્રજાના પ્રતિનીધિઓના હાથમા આવે એવા પ્રયત્ન હિંદુસ્તાનના સર્વ વિચારી પુરૂષો કરી રહ્યા છે કેટલાકોને એમ લાગે છે કે આવા મદાંધ અધિકારી વર્ગની વીનવણી કરીને અથવા તેઓની ઉપર દેખરેખ રાખનારી જે વીલાયત સરકાર છે તેને અરજ કરીને મેળવી શકાશે. બીજા કેટ

લોકોને આ વાત અસંભવિત લાગતી હોવાથી નાક પકડ્યા મોઢું ઉઘડતું નથી એ કહેવત મુજબ હાલના રાજકરતાના ગાડાં ને કોઇ પણ ઠેકાણે ઘાંચ આણ્યા વગર પોતાનો ઇષ્ટ હેતુ પાર પડનાર નથી એવું તેઓના મનને લાગ્યું છે. જે જોઈતું હોય તે સ્પષ્ટ રીતે માગી લેવું અને અડચણો નાખવાનો માર્ગ હાથ ધરીને તે પ્રાપ્ત કરી લેવું એવું આ પક્ષનું કહેવું છે પણ દેશમાંના ત્રીસ કરોડમાથી એકપણ પુરૂષે આ રાજ્ય પદ્ધતીથી ઉત્પન્ન થતા સંતાપના અથવા આવેશના ઉભરાથી ઉપરના બે માર્ગોની પેલી બાજુએ જવું નહી એવું કહેવું એટલે હિંદુસ્તાનમાંના ત્રીસ કરોડ લોકનો સંતાપ અને આવેશ સદૈવ અમુક ડીગ્રીની અંદર રહેવો જોઇએ એવું કહેવા જેવું થાય છે. ઉનાળામા સુર્યનારાયણ મધ્યાન કાળે આવે ત્યારે મારવાડનોરૂક્ષ પ્રદેશ દારજીલીંગ અથવા સીમલા તરફના પ્રદેશ જેટલોજ ઠંડો રહેવો જોઈએ એવી જો કોઇ પણ ઇચ્છા કરે કીંવા પ્રયત્ન કરે તે જેવી રીતે વ્યર્થ થાય, તેવીજ રીતે લોકોને અપ્રીય થઇ પડે એવી રાજ્યપદ્ધતિથી પ્રજાના મનમાં ઉત્પન્ન થએલો સંતાપ અને આવેશ અમુક એક હદનીજ અંદર બેસાને માટે સર્વ સ્થળે રહેવો જોઇએ એવી ઇચ્છા કરવી કે પ્રયત્ન કરવો એ વ્યર્થ છે. મુજફરપુરના બોંબ ગોળાના પ્રકરણ ઉપરથી અને તેમાં સપડાયેલાં તરૂણ બાળકોની જુબાની ઉપરથી .મારા રાજકર્તાએ કાંઇપણ બોધ લેવો હોય તો તે લેવાજ છે. અમે ફરી ફરીને આજ વાત તેઓના કાને નાખવાની નમ્રપણે .ગી લઇએ છીએ. અમને ખબર છે કે મુઝફ્ફરપુરમા થયા

મેલા પ્રકારનું અનર્થ અમારી સરકારથી ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને-
સપ્તાઇથી તાબડ તોબ બંધ કરી શકાશે, પણ શંતતા રાખવાને
આવા ઉપયોગની હાલમાં જો જરૂર હોય તોપણ તેથી ગુસ્સાનું
મૂળ કોઇપણ રીતે નીર્મૂળ થવાનું નથી. અને શરીરનો રોગ
જ્યાં સુધી નીર્મૂળ થયો નથી ત્યાં સુધી એક- ઠેકાણાનું ગુમડુ
કાપી નાંખીયે તો પણ બીજે ઠેકાણે તે ફરીથી ઉદ્‌ભવનાર નથ
એવી ગેરંટી કોઇથી પણ આપી શકાવાની નથી. હીંદુસ્તાન સરખા
ગરીબ અને કેવળ રાજનિષ્ઠ અને ઘોર કર્મથી પરાંગમુખ રહેલા
દેશમાં આવા દિવસો આવે એ પ્રજા અને રાજા એ બેઉના મોટા
દુરદૈવ છે. દેશમાં શાંતતા રાખવાની જેઓ ઉપર જવાબદારી છે
તેઓએ આવા પ્રકારના અનર્થ થાય કે તાબડતોબ બંધ કરવા
જોઇએ, તે માટે કોઇનો પણ મતભેદ નથી, પણ આવા ભયંકર
અનર્થની પુનરાવૃત્તી ન થવા માટેનાં ઈલાજ કરવા જોઇએ, તે
માત્ર દુરદર્શીપણાથી અને વિચારોથી કરવા જોઇએ. હીંદુસ્તાનની
રાજ્યપદ્ધતી પ્રજાને અપ્રીય થઇ પડેલી છે, એટલુંજ નહી પણ
સદરહુ રાજ્યપદ્ધતિમાં સુધારણા થાય તે માટે લોકોએ અનેક વ
ખતે કરેલી વિનંતિઓ નનાદર થવાથી કેટલાક સુશીક્ષિત લોકપણ
સંતાપના ઉસરામાં દેહભાન વીસરી જઇને ભયંકર કૃત્યો કરવાને
પ્રવૃત થવા લાગ્યા છે એ હવે ખુલ્લું થયું છે. રાષ્ટ્રના સમાધાન
અથવા વીચારી પુરૂષોને આવા પ્રકારનું આતતાઇ પણ ઠીક લા-
ગશે નહી, કીંબહુના આવા પ્રકારના આતતાઇપણાથી
પ્રતીકાર ન થતાં કેટલોક વખત સુધી જુલમ થવાનો

છે, પણ રૂશીઆના ઇતિહાસ તરફ નજર કરીએ છીએ તો એમ જણાય છે કે આવા પ્રકારનો અત્યાચાર અથવા આતતાઇપણું ...કો ઉપર અધિકાધિક જુલમ કરવાથી કાંઇ બંધ થતાં નથી, રાજકીય હક્ક સંપાદન કરવા માટે લાખો વર્ષ સુધી ખટપટ કરવી જોઇએ છીએ, અને તે ખટપટ પણ શાંતપણે, ધીમેપણે, અને રીતીસરની સનંદશીર રીતિથી કરવી જોઇએ છીએ, તે ખરૂં છે! પણ આવી ખટપટ ચાલતી હોય તે દરમિયાન સમાજમાંથી કોઇ પણ માણસ ઉપર ભળ થશે નહિ એવી જોખમદારી ન લેવા થી રાજકીય હક્ક માટે ખટપટ કરનારા સર્વ લોક રાજદ્રોહી છે એવું કહેવું સુજ્ઞ કેમ થઇ શકશે એ અમને સમજાતું નથી, શોક થી અંતઃકરણ અતિશય સંતાપ થાય ત્યારે મનુષ્યની આંખોમાંથી એકાદ આંસુ પણ પડવું ન જોઇએ એવો પ્રતીબંધ નાંખવો જે પ્રમાણે ... છે, તે પ્રમાણે હીંદુસ્તાન ઉપર બળજબરીથી અને જીરજોર પંજાથી રાજ્ય કરનારી અમીરઉમરાવ રાજ્યપદ્ધતીના લોકોને કેટલીક મહાશયને કે જેથી કરીને કોઇ પણ માણસ સંતાપી અ ત્યાચારમાં પ્રવૃત ન થાય એવી આશા રાખવી વ્યર્થ છે. કેટલીક ... સીવાય દેશમાં તો સુશીક્ષિત અને અશીક્ષિત વર્ગ ... સુધી કાયદેસર અથવા સનંદશીર મરયાદાનું ઉલંઘન કરવાને ... થયો નથી. કોંગ્રેસના એવી ઇચ્છા પણ તેઓનાં મનમાં હજુ નથી એમ કહેવું તો પણ ચાલશે આવી સ્થિતીમાં મુઝફ્ફ... પુરના ભયંકર પ્રકરણની જવાબદારી આ વર્ગ ઉપર નાંખવી, તેઓના હાથ ઉપર રાખ દેવા જેવું છે. વીસમી સદીની

શાણી સરકારને આ વાત સમજાતી નથી એવું નથી. પણ અની યંત્રીત સત્તાનો મદ અને સ્વજાતી માટે ફાયદો કરવાની હોંશ એટલી વીલક્ષણ હોય છે કે તેથી શાણા લોક પણ પ્રસંગે આવળા બની જાય છે. હાલનો હીંદુસ્તાનનો પ્રસંગ એવોજ છે. મોટા મોટા ગોરા અધિકારીઓનાં ખૂન કર્યાથી અંગ્રેજ રાજ્યની ઇમારત ધસી પડનાર નથી. એક ગયો તો તેની જગોએ બીજો આવશે, બીજો ગયો તો તેની જગોએ ત્રીજો આવશે, એટલું ન સમજાય એવું મુર્ખ કોઇપણ નથી પણ રાજકીય હક્ક મેળવવા માટે કરેલી શાંતતાની સર્વ હીલચાલો નીષ્ફળ થાય છે, એવું નજરે આવવા પછી અને બચાવોના સર્વ માર્ગો નાબુદ થયા પછી હરણ જે પ્રમાણે પારધી ઉપર પોતાના પ્રાણની તદન પરવાર ન રાખતા તેના ઉપર તુટી પડે છે તેજ પ્રમાણે તરૂણોમાના કેટલાક લોકોના મન આતતાઇપણા તરફ લાગ્યા છે, આવાત મુજફરપુરના પ્રકરણ ઉપરથી સરકારે લક્ષમા લેવી જોઇએ. આ અત્યાચારમાં કોઇપણ સમજુ રાજી હોતા નથી પણ આ નિરૂપાયની ધાંધ (એટલે તે પણ અતાપ અને નીરાશાથીજ ઉત્પન્ન થાય છે) નાબુદ કરવા તદન ટાળવી પ્રજાનેજ નહીં પણ રાજાને પણ અશક્ય છે. ખરી રાજ્યનિતિ માટે કહીએ તો આવા પ્રકાર ઉપર આ વાત ન આવવા દેવી એજ છે. અમે તેજ નીતિ સરકારને મોકળા મનથી અને સ્પષ્ટપણાથી આ પ્રસંગે સુચવીએ છીએ મુઝફ્ફરપુરમાં બનેલો બનાવ ભયંકર હોવાથી તેનો અમો નિષેધ કરીએ છીએ એવું સરકારને નમ્રપણે જણાવીએ

પવા પ્રજા તરફથી પોતાનું સર્વ કર્તવ્ય કરી ચુકયાનું અમને લાગતું નથી. આવા ભયંકર પ્રકારો બનવા ન પામે અથવા આટલી હદ સુધી જવાનો પ્રજામાંના કોઇને પણ પ્રસંગ ન આવે એવી સર્વની અંતઃકરણપૂર્વક ઇચ્છા છે, પણ રાજયકર્ત્તા અધિકાર વર્ગની ઇચ્છા પ્રજાની ઇચ્છા બાજુપર મુકી તેની કસોટી કરવાની છે, તેનો પણ આવે વખને વીચાર થવો જરૂરનો છે, તે શીવાય રાજકર્તા અને પ્રજા વચ્ચેના વ્યવહારો સરલ રીતે ચાલી શકવાના નથી. મુઝફરપુરમાં બનેલો બનાવ ખેદજનક છે. યોગ્ય નથી એમ અમે ઉપર કહી ગયાજ છીએ, પણ તે જે કારણોથી થવા પામ્યો તેના કારણો જેવાને તેવાજ હવે પછી કાયમ રાખવામાં આવશે તો પછી આવા ભયંકર પ્રસંગો તદન બંધ થવા અમારા મત પ્રમાણે શકય નથી. અને તેથીજ આવા અનીષ્ટ પ્રકાર તદન બંધ કરવા માટે જે તજવીજો કરવી જોઇએ તે અમે સરકારને આજે વખને સૂચવીએ છીએ રૂશીયા, જરમની, ફ્રેન્સ, વીગેરે દેશોમાં " નીહીલીસ્ટો " નો જે પક્ષ ઉપસ્થીત થયો છે તેવોજ હવે અહીંયા ઉભો થવાનો વખત અમારાં દુરદૈવે આવી લાગ્યો છે, જેથી આ વખત ટાળવા માટેની અને વીષવૃક્ષ વધવા ન દેવા માટેની વાત સર્વસ્વ સરકારનાજ હાથમાં છે, જુલમથી અથવા શકિતથી દેશને થનાં આ ગુમડાંઓ કદી પણ કાયમને માટે સારાં થનાર નથી. રાજ્ય પદ્ધતિમાં સુધારણા કરવી એ આ રોગ ઉપર આવાની દવા છે અને સદરહુ દવાનો અધિકારી વર્ગ ઉપયોગ આવે વખતે નહી કરશે તો તે અમારૂં સર્વનું

મોટું દુર્દૈવ સમજવું જોઇએ અમારૂં આ લખવું સરકારી વર્ગ ને કદાચીત અપ્રીય લાગશે પણ તેને માટે અમારો ઈલાજ નથી. કારણ એકજણ કહી ગયેલો છે તે પ્રમાણે મીઠું અને હિત કારક એવું ભાષણ દુર્લભ છે. અમોએ જે કાંઇ ઉપર કહેલું છે તે અમારા મત પ્રમાણે ખરૂં અને વ્યાજબી હોવાથી પરીણામેં રા જકરતાઅને પ્રજા એ બેઉને હીતકારક છે, આટલાથી જો અમા રા લખવાનો કાંઇપણ ઉપયોગ ન થાય તો દેશના મોટા દુરદૈવ સમજવાં. બીજું શું ? અને એક વખત દુરદૈવ થયું એટલે પછી શું શું થવા પામશે તે પણ કોણ કહી શકશે ? અનરથો અથવા સંકટો કોઇને પણ પ્રિય હોતા નથી, પણ તે ટાળવાનું-કામ કોઇ કોઈ વખત ઇશ્વર અમારે હાથ સોંપતો નથી, હાલનો પ્રકાર આવોજ થતો ચાલ્યો છે અને સરકારી અધીકારી વર્ગને આની કદર રહેશે નહિ તો તેને અમે પણ શું કરીશુ ?

ઇસારો કરવો એ અમારૂં કામ છે અને પરમેશ્વરને અને સત્યને સ્મરીને અમે તે કર્તવ્ય બજાવીએ છીએ. દેશની સ્થિતિ કષ્ટમય ન થાય તે અમને પણ ઇષ્ટ છે પણ તે સાથે હાલની દુ:ખાની સ્થિતિ જલદી સુધરવી જોઇએ. એવો આગ્રહ પ ..નો જે અમારો હક્ક છે તે પણ અમારે બજાવવો જોઇએ. ..ના કારણ ભાભરી જવામા કાંઈ અર્થ નથી. ગોરા અધિકારી .. કીંવા એ ગ્લો ઇન્ડીયન પત્રકારો મુજફરપુરબાબતમાં મોટી ..તાથી અમારા પ્રયત્નોની તીવ્રતા ઓછી કરવાના કામમાં .. . કરી લેશે એ અમારી જાણમાં છે. કેમકે તેમાં

સ્વાર્થ પણ રહેલો છે. પણ મુઝફરપોરના, કેસોનો નીરોધ કરતા વસ્તુ સ્થિતીનું એંગ્લો ઇન્ડીયન લોકો તરફથી જે આ વીપરયાસ થાયછે તેનો પણ જોરથી નીષેધ કરવો એ અમારૂં કર્તવ્ય છે. રાજ્ય કરતા અધિકારીઓનું ધ્યાન ન દોરાય તેવામાં પ્રજાએ સહાયકરવી જોઇએ. જે પ્રમાણે પ્રજાનો ધર્મ છે, તેજ પ્રમાણે રાજ્યપદ્ધતિ બેદરકાર ન રાખતાં ચાલુ વખતને ઓળખી જઇને તેમાં લોક મતનો પણ સમાવેશ કરવો એ રાજ કર્તાનુ જ કર્તવ્ય છે, આ કર્તવ્ય વીસરી જઇને દુર્લક્ષ કરીને રાજ્ય કર્તા પુરૂષોએ પ્રજાનો ધર્મ માત્ર તેઓ પાસેથી અગ્નીહોત્ર પ્રમાણે પળાવવો શક્ય નથી, એટલુંજ નહિ પણ એમાના કોઇને પણ ફાયદા કારક નથી એવુ રાજ્ય ધર્મ શાસ્ત્ર કહી રહ્યુ છે. ધર્મનો જ્યાં નાશ થાય છે ત્યાં કોઇને કોઇ વખતે પણ મુઝફરપુરના જેવા અનર્થો થાય, તેમાં નવાઇ જેવું નથી, માટે આ પ્રકારો ન બને તેવી જો રાજકર્તાની ઇચ્છા હોય તો પોતાની હાલની રાજ્યપદ્ધતિનોજ તેઓએ પહેલાથી અટકાવ કરવો એવી અમારી તેઓને સુચના છે અને તેટલાજ હેતુથી આજનો લેખ લખ્યો છે. ”

## મુકદમો મુલતવી

ઉપરના લખાણને હોપિન જણાવવા પછી સરકારી ટ્રાન્સલેટર મી. બોવને પોતે મુકદમો ચલાવવા જેટલો તે તૈયાર ન હોવાથી મુલતવી રાખવાને નામદાર કોર્ટને અરજ કરી હતી. જેના સામે મી. દાવરે વાંધો લેવા પછી જજે રીતસર જુબાની ફરીયાદ પક્ષે રજુ કરવી જોઇએ તેમ જણાવી મુકદમો તા. ૨૯ મી ઉપર મુલત

વી રાખ્યો હતો. એટલા ઉપરથી મી. દાવરે મી. તીલકને જામીન ઉપર છોડવાની અરજ કરી હતી અને તે માટે ઉવટ

## એક લાખ રૂપીઆના જામીન

આપવાની પણ તેમણે તૈયારી બતાવી હતી. પરંતુ મી. એમને આરોપ ગંભીર છે તેમ જણાવવાથી માજીસ્ટ્રેટે જામીન ઉપર છોડવાની અરજ ના મંજુર કરી હતી. આટલા ઉપરથી મી. મડારી વકિલિન વગેરે મી. તીલકને પોતાના કેસના સંબંધમાં માહેતી આપવા પોતાના હીમાયતીઓની મુલાકાત લેવી જોઈએ અને તે માટે તેમને તુરંગમાં લઈ જવાથી અગાઉ [illegible] કોર્ટની ચોકીમાં રાખવા અરજ કરી હતી. પરંતુ તેમ થવાથી બંદોબસ્ત બહુ સારી રીતે જાળવવો જોઈએ તેની અગત્ય પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટે બતાવવાથી માજીસ્ટ્રેટે તુરંગમાં પોતાના હિમાયતીઓને મળી જવાને રજા આપી હતી જેથી મેસર્સ ખરે, બેપટીસ્ટા, કોરથ, રિગ્નિન, ખાપર્ડે અને મી. ગાંધી વગેરેએ મી. તીલકની મુલાકાત લીધી હતી. ત્યારે ફરી મુલાકાત માટે શનીવારે દશ વાગ્યે મી. તીલકને કોર્ટમાં બોલાવી આપવાને માજીસ્ટ્રેટે જણાવ્યા પછી તેમને તુરંગમાં લઈ જવામાં આવ્યા હતા. કે જે વખતે મી. તીલકનાં દર્શન કરવાને માર્ગ ઉપર હજારો લોકો ખડા રહ્યા હતા. અને વંદેમાતરમ્ તથા "તિલક મહારાજકી જય" ના ઘણા ઉંચા પોકાર કરતા હતા.

## ઘર તથા ઓફિસની પૂનામાં જપ્તી.

મુંબઈની છુપી પોલીસના ઇન્સ્પેક્ટર મી. સુખીરામ તેજ સાંજના મી. તીલકની પૂના ખાતેની ઓફિસમાં જઈને તેનું [illegible]

## બીજું તોહોમત.

શનીવાર તા૦ ૨૭ મીએ સાંજે ડીટેક્ટીવ સુપ્રીન્ટેન્ડેન્ટ મી૦ સ્લોન તથા સરકારી સોલીસીટર મી૦ બોવન એ અનેગો મેદાનની પો૦ લીસ કોર્ટમાં વડા માજીસ્ટ્રેટ મી૦ એરટન પાસેથી કેમ ? પત્રના તા૦ ૯ મી જુનના અંકમાં આવેલો એક બીજો ફકરો રાજ્ય દ્રોહી છે. તેમ જણાવી ફોજદારી કાયદાની કલમ ૧૨૮ એ અને ૧૬૩ મુજબના આરોપ માટે વારંટ મેળવ્યું હતું. જે લખાણ નીચે મુજબ હતું.

"આ અહદાહગેરી સરકારે વળી પાછી જનતાની રાજનીતી શુરૂ કીધી છે. જનતાનો શેતાન હીંદી સરકારના દીલમાં દર પાંચ કે દસ વરસે ભરાય છે. હાલનો પ્રસંગ પણ તેવાજ પ્રકારનો છે. જાહેર સભા સામે અટકાવ નાખનારો કાયદો લોર્ડ મોરલી હીંદી પ્રધાન થયા તે પછી પસાર કરવામાં આવ્યો હતો તથા હમણા હીંદી વર્તમાન પત્રોને લગતો કાયદો પસાર થયો છે. લીબરલ ટોળી રાજ્યાસન ઉપર છે તથા મી૦ મોરલી જેવો એક ફીલસુફ તથા લીબરલ પક્ષના નીયમોનો હિમાયતિ કારોબારની લગામ ધરાવે છે તયારે જનતાની રાજનીતિના હિમાયતીઓ બનેલા જોવામા આવે તે ઉપરથી અમારા વાંચનારાઓ બરાબર ખ્યાલ કરી શકશે કે અમલ ચલાવનારાઓ પોતાની રાજનીતિ પોતેજ ટેકી ઉથલાવી નાખે છે. [illegible] અર્થ વાણિયલો વધ અટકાવવાનોજ નહી પણ આગળ થયેલી ખીલવણી પણ તોડી નાખવનો થાય છે. જે સબબોએ હીંદી પ્રજાનો જન્મ આપ્યો છે, જેણે પ્રજાકી ખીલવણી કીધી છે તથા પ્રજાના ઉદય માટેનો પ્રસંગી આતમ [illegible] આવ્યો છે તેની ભવિષ્યની ખીલવણી અટકાવવાનો નહી તેના પાં [illegible] સંચા તોડી પાડી એ કારણોને પછાત હઠાવવાના કામને [illegible] હતુ

પરાતા તમા બંગાળના ગોળા વચ્ચે આસમાન જમીનનો ફરક છે. બંગાળમાં ગોળા ફેંકવાનું મૂળ, દેશ માટેની અતી ઝનુનીશાનીનું છે, જ્યારે યૂરોપમાં ગોળા ફેંકવાનું મૂળ આપસ્વાર્થી લક્ષાધીપતીઓ સામેના ધીક્કારનું છે. બંગાળીઓ કાંઇ "એનારકીસ્તો" નથી પણ તેઓ એનારકીસ્ટોનાં હથિયારોનો ઉપયોગ કરે છે એટલુંજ છે. જે એનારકીસ્ટો ફ્રાન્સના રાજકર્તાને તે રાજકર્તા હતો તેજ સબબે પેરીસમાં મારી નાખ્યો હતો તે એક કીસમનો શખ્સ છે, જ્યારે પોર્ટુગાલના રાજા ઉપર એવા દોષ સબબે ગોળો ફેંક્યો કે તેણે રાજસભાબંધ કીધી હતી તે જુદીજ કીસમનો માણસ છે જે એનારકીસ્ટ અમેરીકામાં એક લક્ષાધિપતીનું તે ફક્ત લક્ષાધિપતી હોવા માટેજ ખુન કરે છે તે એક કીસમનો માણસ છે જ્યારે ઝાર ઉપર આવેલો રશિયન દેશહિતકારી શખ્સ, જે ગોટવા માટે નીરાશ થઇ ગોળા ફેંકે છે કે રશિયન શહેનશાહના અમલદારો રશિયન રાજસભાને હકો બક્ષતા નથી. તે જુદીજ કીસમનો માણસ છે. કોઇએ પણ આ વાત ભુલી જવી જોઇએ નથી કે બંગાળમાં ગોળા ફેંકવાના બનાવ પેહેલા વર્ગમાં નહી પણ બીજા વર્ગમાં બનતા જોવામાં આવે છે. પોર્ટુગાલમાં ફેંકવામાં આવેલા ગોળાએ પોર્ટુગાલમાં રાજકારોબારની કટોકટી કેરફેર આણ્યો હતો તથા પછી રાજગાદી ઉપર આવેલા છોકરાના પ્રધાન મંડળને જનમતાની આગલી રાજનીતિ છોડી દેવી પડી હતી. રશિયાના સર્વથી બળવંત શહેનશાહને પણ ગોળા આગળ નમી જવાની ફરજ પડી હતી રાજસભા ભાંગી નાખવાની કોશેશ કરવાનું છોડી દઇ આખરે તે [illegible] કરવાની ફરજ પડી હતી. ગોળા ફેંકવાનું પોર્ટુગાલમાં બંધ અથવા તો રશિયામાં ગોળા ફેંકવાના બનાવો વધવા નહી માન કોઇ પણ શખ્સ જાણતાની રાજનીતિને આપણે જે

તરફથી મી. બીનીંગબારીસ્ટર, સોલીસીટર, મી. બોવન, અને ડીટેકટીવ સુપ્રીન્ટેન્ડેન્ટ મી. સ્ટ્રીન હાજર થયા હતા, ત્યારે મી. તીલક તરફથી મી. જહાંગીર દીનશા દાવર, મી. ગાડગીલ અને મી. ઇન્દ્રજીત બારીસ્ટર, તેમજ મી. કરંડીકર અને મી. આપર્ડે વકીલો હતા.

શરૂઆતમાં વર્તમાન પત્રોના રિપોર્ટરોએ કોર્ટમાં થતું કામ અને બનવા બનાવો ઉપર રિપોર્ટ લેવા ઉપરાંત બી લકુલ નોંધ કે ટીકા ન કરવી તેમ સુચના કરવા પછી મી. બીની ગની માગણી પ્રમાણે બને ગુન્હાની જુદી તપાસ કરવાનું ઠરા વ્યું હતુ. ત્યારબાદ મી. તીલકે કેસરી પત્રના પ્રીન્ટર અને પબ્લીશર તરીકે છેલ્લું નોંધાવેલું ડેકલેરેશન રજુ કર્યું હતું. જ્યારે સરકારના ઓરીએંટલ ટ્રાન્સ લેટરના વડા કલાર્ક મી. ભાસ્કરરાવ વિશ્નુરામ જોશીએ કેસરી પત્રના તા ૧૨મી મેના અંકમાં ચોથા અને પાંચમા પાના ઉપર પ્રગટ થયેલા લેખોનો તરજુમો અંગ્રેજીમાં મેં કરેલો છે તેમ કબુલ કર્યું હતુ. જે પછી બન્ને પક્ષના બા- રીસ્ટરોની સમત્તિથી. માજીસ્ટ્રેટે મુકદમો શેશનમાં નોંધ્યો હતો

જે પછી કેસરી પત્રના મુંબાઇ ખાતેના એજંટ નારાયણ જગન્નાથ શાંતે એ જણાવ્યું કે હું ઠાંકુરવાડીમાં રહુ છુ અને કસ્ટમ્સના રીપોર્ટર જનરલની ઓફીસમાં કલાર્ક છું તે ઉપરાંત કેસરી અને મરાઠા પત્રનો એજંટ છું. કેસરી પત્રની મારા હસ્તક ૧૨૫૦ નકલ ખપે છે. અને તે માટે મને માહીને રૂ. ૩૦) ત્રીસ મળે

પેપરનું લવાજમ વર્ષ દહાડે રૂા. પોણા બે અને છુટક કોપી પૈસા ત્રણની એક મુંબઇમાં વહેંચાય છે.

ત્યારબાદ પોલીસ ઇન્સ્પેકટર મી. સાલીવાને પોતાની તપાસમાં પૂનામાં તેમણે મી. તીલકના ઘરની જડતી લેતાં હાથ આવેલ મુદ્દાઓ સેસનમાં રજુ કરવા જણાવ્યું હતું, ત્યારે એક પોસ્ટ કાર્ડ મુદતમાં દાખલ કરવા કોર્ટમાં રજુ કર્યો હતો.

તે પછી બીજા ગુન્હા માટેનો મુકદમો રજુ થતાં તેની પણ રીતસર નોંધ લેવાયા પછી તે મુકદમો પણ શેશનમાં નોંધ્યો હતો. ત્યારે કેસરી પત્રના એજંટે તા. ૯ મી જુનના અંકની ત્રણ હજાર કોપી તેના મારફત મુંબઇમાં વહેંચાએલી જાહેર કરી હતી.

## જામીન ઉપર છોડવાને ફરી માગણી

મુકદ્દમો શેશનમાં નોંધવાથી જામીન ઉપર છોડવાને માગણી કરવાને પોલીસ કોર્ટના નામદાર વડા જડજે આપેલી પરવાનગીને અનુસરી તા. ૧ લી ના રોજ મી. દીનશાહ દાવર જડ્જના અગ્રેસરપણા નીચે મળેલી ત્રીજી ફોજદારી શેસનમાં બેસતાં મી. તીલક તરફથી—

મેસર્સ ગાન્ધી, મી૦ ભીમજી અને મી નગીનદાસ સોલીસીટરોની ફરમાસથી મી૦ મહમદઅલી ઝીના બારીસ્ટરે હાજર થઇ મી૦ તીલકને જામીન ઉપર છોડવાને અરજ કરેલ તે અરજ લેવાના વખતના સં . મી૦ ઝીના અને મ જીસ્ટ્રેટ વચે કેટલીક બોલાચાલ થયા પછી તીલકને જો અરજ બદલ રહેશે તોજ કોર્ટ ઉપર સહી કરવા ફરી બોલાવવામા આવશે તેમ ના. જજે જણાવ્યું હતું.

થયો છે અને તે બાબદમાં લંબાણ તકરારો સાંભળી તે નામદારે ઠરવ્યું કે જામીન આપવાની બાબદમાં તપાસ દરમયાન આરોપી હાજર કે નહી ? તે તપાસવું કપરું એવું અનુમાન કરે છે કે એક આરો જ્યાં સુધી તેના ઉપર અપરાધ પુરવાર ન થાય ત્યાં સુધી તેને બીનતકસીરવાર ગણવો જોઇએ. સરકાર તરફથી જે સોગંદનામું કરવામાં આવ્યું છે તેમાં એવો કાંઇએ ઇશારો કરવામાં આવ્યો નથી કે આરોપી તપાસ વખત કોર્ટમાં હાજર થશે નહી. આથી મી૦ તીલકને જામીન ઉપર છોડવાની હું અરજ કરૂં છું, અને જે કોર્ટ માગે તેવા સધ્ધર જામીન આપવા તૈયાર છે.

અત્રે મી૦ બ્રાનસન, એડવોકેટ જનરલ ઉપલી અરજની સામે થવા ઉઠયા હતા, પણ નામદાર જજે તેમને જણાવ્યું કે તેવણ તેમને તસ્દી આપવા માગતા નથી.

### કોર્ટનો ચુકાદો.

નામદાર જજે ચુકાદો આપતાં જણાવ્યું કે, મી૦ તીલક સામે ફોજદારી કાયદાની ૧૨૪ એ૦ અને ૧૫૩ એ૦ કલમ મુજબ રાજદ્રોહી લખાણ કરવાના બે જુદા જુદા આરોપ મુકવામાં આવ્યા છે અને તે સંબંધમાં મી૦ તીલક તરફથી તેને જામીન ઉપર છોડવાની અરજ હાઇકોર્ટને કરવામાં આવી હતી. આ બાબદ ઉપર મેં પુરતો વીચાર કર્યો છે. અને જો ચોકસ દરજાની લાગણીનો તે એક સવાલ હોય તો હું કહું છું કે હું હાઇકોર્ટને કાંઇ પણ અંકુશ વગરની જે સત્તા છે તે આરોપીના લાભના સામાટે ઉપયોગમાં નહી લેવામાં આવે તેનું કારણ બતાવવામાં ન આવે ત્યાં સુધી એક આરોપીને તેની તપાસ થવા અગાઉ તેને [illegible]ં રાખવા હું ખુશી નથી. ક્રીમીનલ પ્રોસીજરની ૪૯૮ મી કલમ [illegible] બેશક હાઇકોર્ટને અંકુશ વગરની સત્તા એક આરોપીને

જામીન ઉપર છોડવા માટે આપવામાં આવી છે, આ જે મત્ત આપવામાં આવી છે. તે ન્યાયી મત છે. તે મત વાપરતા ઘણી સંભાળ અને ચોકસાઈ રાખવાની જરૂર છે. મરહુમ મી૦ જેરડીમ ખરદીનના ચુકાદાથી હું પુરો માહેતગાર છું; અને મી૦ તીલક માટે તે વખતે કરવામાં આવેલી જામીનની અરજની તકરાર અને તે વખતના એડવોકેટ જનરલ મી૦ લેંગની તકરારથી હું સારી રીતે વાકેફગાર છું તે ચુકાદામાં જણાવવામાં આવ્યું છે કે એક આરોપીને જામીન ઉપર છોડવામાં મુખ્ય સવાલ તે હાજર થશે કે નહીં તે ઉપર આધાર રાખે છે, તે વીચારને હું મારા તદન મળતો થતો નથી. કદાચ તે બાબદ એક અગત્યની અને એક મુખ્ય બાબત હોય પણ તે ઉપરાંત મારા વીચાર પ્રમાણે આજુ બાજુના બીજા ઘણા સંજોગો છે અને ઘણી બાબતો છે જે ઉપર પણ કોર્ટે ધ્યાન પહોંચાડવું જોઈએ છે. આ બાબ ઉપર મેં ઘણો લંબાણ વીચાર પહોંચાડેલો છે. મેં આગળ કહ્યું તેમ આ બાબદ ઉપર મેં ઘણું વીચાર કર્યો છે અને જે હુકમ કરવા માગું છું તેમાં જે સંજોગો મેં જોયા છે તે ઉપર હું આધાર રાખું છું. હું ઘણો આતુર છું કે આરોપીને સ્વચ્છ અને અપક્ષપાત ન્યાય મળે. આરોપીની તપાસ જુરી સન્મુખ ચાલનાર છે. મારા વીચાર પ્રમાણે તપાસ ચાલતા આગમજ ફરયાદ પક્ષને અથવા આરોપીને કાંઈ પણ રીતનું નુકસાન પહોંચે એવું કાંઈ પણ બનાવું જોઈએ નહીં. અરજ મજકુર શા માટે રાખવામાં ન આવે તેની દલીલો કારણ આ ઠેકાણે બતાવવાનું હું દુરસ્ત જોતો નથી. હું ઘણો દલગીરી સાથે મારા ઉપરના ઠરાવ ઉપર આવ્યો છું અને તપાસ દરમ્યાન આરોપીને જામીન ઉપર છોડવાની અરજ હું નામંજુર કરું છું.

પ્રમાણે ખાસ જુરી બોલાવવાની જરૂર છે. અને તેજ કલમ પ્ર
માણે કોઈ પણ મુકદમામાં હાઈકોર્ટના જજ ફરમાવે તો
જુરી બોલાવવામાં આવે છે. હવે આ કોર્ટની નકી થએલી
એવી છે કે લાગતા વળગતા પક્ષોના લાભ જોતાં ઉચા મ હ
આસમીઓમાંથી જુરી ચુંટી કહાડવી જોઈયે અને તેઓ કે
સન્મુખ રજુ થતા મુકદમાઓ ઉપર પુરતું લક્ષ આપી
કનારા હોવા જોઈએ, તો તેવી ગરજ હાઈકોર્ટને કરવામાં આવે
છે અને જજને વાજબી લાગે તો બહાલ રાખે છે. એમાં તો કંઈ
શક નથી કે મી૦ તીલક સામેના મુકદમાઓ ખુદ તેની
જોતાં ઘણું અગત્યના છે અને મને લાગે છે કે તેના પોતાના લાભ
જોતાં મુંબઈ શહેરના વતનીઓમાંના ઉચા વર્ગમાંથી ચુંટી કહા
ડેલી એક જુરીની મદદ વડે તપાસ ચલાવવાથી તેને પોતાને લાભ
થશે, એક બીજા મુકદમામાં એવી અરજ મારી સન્મુખ કરવા
આવી ત્યારે એવું કહેવામાં આવ્યું કે કાનુન પ્રમાણે ખાસ
માં યુરોપીઅનોની સંખ્યા વધુ હોય છે. ગઈ કાલે મારી સન્મુ
ખુનનો મુકદમો હતો, તેની તપાસ ખાસ જુરીની મદદ વડે
લાવવામાં આવી હતી. એ જુરી ૩ પારસી, ૨ હીંદુ, અને
યુરોપીયનોની બનેલી હતી. આગલા દીવસોમાં કો
જુરીની મને મદદ લેવી પડી હતી અને તેમાંના બે દાખલા
મા યેરોપીયન જુરરોની સંખ્યા વધુ હતી. સર માઇકલ એઓ
ખાસ જુરીને લગતા કાનુનો ઘડ્યા હતા, તેની રૂએ યુરોપીયનો
ની સંખ્યા સહેજ વધારે હતી, પણ દેશી કોમોનું પ્રમાણ તેમાં

બાનું સારૂં દેખાડવામાં આવ્યું હતું. કાયદા પ્રમાણે ખાસ જુરીમાં યુરોપીયનોની ઓછામાં ઓછી અરધી સંખ્યા હોવીજ જોઇએ. બોલાવવામાં આવેલી જુરીનું પ્રમાણ રાખવામાં કાનુન પ્રમાણે કામ લેવામાં આવ્યું છે તેની હું સંભાળ રાખીશ, અને બનવા જોગ છે કે દેશીઓનું મોટું પ્રમાણ આપણને મળશે. નામો બો લાવવામાં આવશે ત્યારે યુરોપીઅનના તેમજ દેશીઓના સવાલ પર સંભાળ લેવામાં આવશે. જો દેશીઓનું તત્વ વધુ સંખ્યામાં આવશે તો પણ સારી સંખ્યા આમેજ થઇ શકશે. એનો આધાર જુરી કેવીરીતે ચુંટી કાઢવામાં આવેછે તે પર રહેશે. દેશી ભાષાના જ્ઞાન વીષે મારી સન્મુખ ભાર મુકી બોલવામાં આવેછે. મલબતા તે વિષે મતફેર પડે, પણ કોર્ટે પોતાના સતાવાર તરજુમા કરનારાઓના તરજુમાઓ કબુલ રાખવા જોઇશેજ. કાંઇ ભુલ હશે યા ભુલ ભર્યો તરજુમો હશે અને તે પર કોર્ટનું ધ્યાન ખેંચવામાં આવશે તો જજની ફરજ છે કે જુરી સન્મુખ ખરો ત રજુમો રજુ થાયછે તે જોવું. જો ભુલ હશે તો તે સુધારવામાં આ વશે તે પર હું પુરતું લક્ષ આપીશ. મેં ઉપર કહ્યું તેમ ખાસ જુરી મુકરર કરવા સામે વાંધો લેવામાં ભુલ છે, અગત્યના મુકદમાઓમાં ખાસ જુરીની માગણી ખાસ કારણ વગર સ્વીકારવામાં ન આવી હોય એવો એક પણ દાખલો નથી. મેં મી. બેપટી-સ્ટની તકરાર પર પુરતુ લક્ષ આપ્યું છે. મારા ધારવા પ્રમાણે જો ખાસ જુરીથી આ મુકદમાઓ તપાસવામાં આવશે તો ઇન્સા ફની નેમ જળવાશે. મારી ખાત્રી છે કે ખાસ જુરીના દરેક

સભાસદ ઇન્સાફ આપવા સોગન લેશે અને તે પોતાના મનમાંથી બહારના સઘળા બનાવો ભુલી જઇ કામ લેશે. ઉપલા વીચારો જણાવી નામદાર જજને આ મુકદમાઓની તપાસ સોમવાર તા. મી જુલાઇ પર મુલતવી રાખી હતી.

---

# મી. તીલકની શરૂ થએલી તપાસ

## પ્રથમ દિવસ.

અગાઉ જણાવી ગયા તેમ તા. ૧૩ જુલાઇએ. મી. બા ળગંગાધર તીલકની તપાસ ફોજદારી સેસન કોર્ટમાં નામદાર જજ **મી. દીનશા ધનજીભાઇ દાવર** સન્મુખ આજે નીકલતાં કોર્ટમાં ધારાના હિમાયતીઓ માટે આગલી બેઠકો અનામત રા ખવામાં આવી હતી અને તેના સાથે ચોકસ સંખ્યામાં રીપોર્ટરોની જગા રાખવામાં આવી હતી. કે જેનો લાભ અંગ્રેજી પત્રોને વિશેષ મળ્યો હતો. તે સિવાય ફાજલ રહેતી જગામાં સમાઇ શકે તેટલા પ્રેક્ષકોને દાખલ થવા દેવા માટે રજા આપવામાં આવી હતી. પ્રેક્ષકો તરીકે હાજરી આપનાર લોકોમાં અંગ્રેજોની પણ મોટી સંખ્યા જોવાતી હતી જ્યારે હોલ ચીકાર ભરાઇ જવા ઉપરાંતના સેંકડો લોકોને બહાર એકત્ર ન થવા દેતાં વીખેરી નાંખ વામાં આવતાં હતાં જેથી મુકદમો જાણવાને લોકોની મોટી તુટાતુટ

વર્તમાન પત્રો ઉપર થતી અને તેની હજારોની સંખ્યામાં નીકળતી ખાસ આવૃત્તિઓ આઠગણી કિંમતે પણ ઉપડી જતી હતી.

મી. તીલકને તે દિવસે કોર્ટમાં લાવતા જોવા માટે મોટી સંખ્યામાં લોકો ઉત્સુકતાથી રાહ જોતા હતા. પરંતુ તેમને અગાઉથી ત્યાં લાવી રાખી કોર્ટના માળ પર બંદોબસ્તથી રાખવામાં આવ્યા હતા અને તેથી તેમને જતાં આવતા નીહાળવાની જન સમાજની હમેશની ઉત્કંઠામાં તેઓ નિરાશ થયા હતા.

સદરહુ મુકદમો ચલાવવા સરકાર તરફથી કામ ચલાવવા એડવોકેટ જનરલ ઓનરેબલ મી. બ્રાન્સન મી૦ ઇનવેરારીટી, અને મી૦ બીનીંગ હાજર થયા હતા જ્યારે તીલક તરફથી બચાવ કરવાને માટે તેઓ પોતેજ રોકાયા હતા કે જે કામમાં મદદનીશ તરીકે મેસર્સ ગેપઠીગ્ટા, ?ડીકર, ખાપર્ડે અને કેલકર હાજર થયા હતા.

બરાબર અગિયાર કલાકે નામદાર જજ મી૦ દાવર કોર્ટમાં દાખલ થયા હતા જ્યારે મી૦ તીલકને પ્રથમ કોર્ટના ઉપલા માળપરના ઓરડામાંથી નીચે કોર્ટમાં લાવવામાં આવ્યા હતા.

### પ્રથમ ત્રણ આરોપોના સંબંધમાં તપાસ ચલાવવાની ગોઠવણ.

નામદાર જજે ન્યાયાસન ઉપર બેઠક લેતા એડવોકેટ-જેનરલ ૦ બન્નેને જણાવ્યું કે આરોપીને તા૦ ૧૦ મી મે તથા ૯ મી ના "કેસરી" ના અંકોમાં લખાણ કરવા માટે જુદા ? ઉપર મેજીસ્ટ્રેટે સેશનમાં એકજ દીવસે નોંધ્યો છે. આરોપોની એકીજ વેળા તપાસ હાથ ધરવાની અરજ કર

નામદાર જજે મી. ઇનવેરારીટી કહે છે કે બંને લખાણો ફીતુરી છે, એને તે આખાં આરોપ તરીકે દાખલ કરવા માગે છે તમો તેમ કરવા દેવાને ખુશી છો ?

મી. ટીલક–હા.

નામદાર મી. જજ–તેમ કરશો તો એ લખાણો વાંચવામાં કોર્ટનો અરધો દિવસ ફોગટનો જશે. પણ તે બાબેની મને પરવાર નથી. હું તમારૂં ધ્યાન ખેંચીશ કે આખું લખાણ ફરીયાદ નામમાં દાખલ કરવામાં આવશે તો તે આખું લખાણ તમો સામેના આરોપ તરીકે દાખલ કરવામાં આવશે.

મી. તીલકે આ ખુલાસા છતાં આખું લખાણ પોતા સામે આરોપ તરીકે દાખલ કરવા દેવાનું કબુલ કીધાથી નામદાર જજે તે લખાણો ફરય દનામામાં દાખલ કીધાં હતાં તથા કલાર્ક ઓફ ધી ક્રાઉન મી. જારડીને મી. તીલકને વાંચી સંભળાવવા માંડયાં હતા

પણ કલાર્ક ઓફ ધી ક્રાઉને થોડુક વાંચ્યા પછી મી. તીલકે જણાવ્યું કે આ લખાણો આખાં વાંચવાની જરૂર નથી. હુ તે કોર્ટમાં વાંચવામાં આવેલાં તરીકે સ્વીકારવાને તૈયાર છું.

કલાર્ક ઓફ ધી ક્રાઉને તે બાદ જુરરોનાં નામ પોકારવા મંડયાં હતાં. બને પક્ષ તરફથી ૧૯ જુરરોને ચેલેંજ કરવામાં આવ્યા પછી જુરી આખરે સાત અંગ્રેજ તથા બે પારસીની બની નીચે મુજબ બનેલી જાહેર કરવામાં આવી હતી.

જુરીના ગૃહસ્થો.

મી. ડબલ્યુ. ઓ. એન્ડરસન (ફોરમેન), મી. ... મી. બી. જી. હીલીયર્ડ, મી. પાલનજી દાદાભાઈ ચવના, મી. જી. જે. સી. હોડસન, મી. શાપુરજી સોરાબજી, મી. એસ. હેમ્પ સન મી. એફ. જી. વુડ અને મી. જે. જી. માર્ટીન.

જુરીએ પોતાની બેઠક લીધા પછી નામદાર જજે મી. તીલકને પૂછયું કે ફીતુરી લખાણો જુરી સન્મુખ હાલમાં તમો વંચાવવા માગો છો ?

મી તીલક–નહીં

નામદાર જજ–ત્યારે ઠીક છે, અલબતે પાછલથી તો એ લખાણો જુરી આગળ કાયદા મુજબ વાંચી બતાવવામાં આવશે.

તે બાદ કલાર્ક ઓફ ધી ક્રાઉને આણું તકરારી લખાણ નહીં વાંચતાં આરોપી સામે ઘડી કહાડવામાં આવેલા આરોપો વાંચી સંભળાવ્યા હતા.

## મી. ઇનવેરારીટીનું ભાષણ.

મી. ઇનવેરારીટીએ તે બાદ સરકાર તરફનો મુકદમો રજુ કરતાં જણાવ્યું કે એડવોકેટ–જનરલ મી. બ્રાન્સન બીજી કોર્ટ માં અગત્યના મુકદમામાં હાજર થવા માટે ગયેલા હોવાથી મુકદમો રજુ કરવાની ફરજ મારી ઊપર આવી છે.

સામે તા. ૧૨ મી મે તથા ૯ મી જુનનાં પત્રોમાં

લખાણના સંબંધમાં આરોપો મુકવામાં આવ્યા છે. જ
" કેસરી " નામનાં પૂણામાં પ્રગટ થતાં અઠવાડીક પત્રમાં
વામાં આવ્યાં હતાં, આ પત્રનો મુંબઇમાં મોટો ફેલાવો છે.

મી. ઇનવેરારીટીએ તે બાદ આરોપોને લગતી દાય
ની કલમો વાંચી સંભળાવી જણાવ્યું કે આ કલમો સરકાર
કામ તથા કાયદા કાનુનો સામે ટીકા કરવાની છુટ મૂકે
પણ એ કલમ એક સખસને સરકારની બદનક્ષી કરવાની કે
રકારને જુલમાટ ભરેલી રીતે જણાવવાની સત્તા આપતી નથી.

મી૦ ઇનવેરારીટીએ તે બાદ તા૦ ૧૨ મીનું લ
વાંચી સંભળાવ્યું તથા જણાવ્યું કે તેની શરૂઆતમાં મુજફર
માં ખોસ છોડી બે અંગ્રેજ બાનુઓનાં કરવામાં આવેલાં ખુનનુ
વરણન આપવામાં આવ્યું છે. પણ આખાં લખાણનો સાર એ
કે સરકાર એટલી જુલમગાર તથા આપ ખુદ બની ગઇ છે
અંગ્રેજી અમલ નહી ખમી શકાય એટલો જુદામી બની ગ
દેશની સરકારની આ ગભીર બદનક્ષી છે, સ્વરાજ્ય વિશે બે
મી. ઇનવેરારીટીએ કહ્યું કે "સ્વરાજ"ના બોલ સંબંધમાં આરો
એ પોતાના તા. ૨ જી જુનના પત્રમાં અર્થ આપ્યો છે, તેમાં તે
જણાવ્યું છે કે રાજ્ય આપવાનો અર્થ એ થાય છે કે સત્તાવાળા
એ પ્રજાના વીચાર મુજબ ચાલવું. તેમ તે નહિ ચાલે તો લોકોની
જ્યારે પણ, મરજી હોય ત્યારે તેઓ રાજ્યને ઉથુ વાળી શકે
તેમાં સમજાવવામાં આવ્યું છે.

સરકારને પોતાની ચેતવણી આપવામાં આવી છે કે સરકાર જો
સંભાળ નહી રાખશે તો રૂશીઅન રૂઢીઓની હીંદના લોકો નકલ કરશે.
એમ કહેવાની આરોપીની પોતાની મતલબ એ છે કે હીંદમાં બોમ્બનો છુટ
થી ઉપયોગ કરવામાં આવશે. આગળ ચાલતાં આરોપી જણાવે છે કે
હીંદની ત્રીશ કરોડની વસ્તી અંગ્રેજ જુલમી અમલથી કંપર તથા અ
ધીરી બની ગઇ છે. આરોપી પોતાના પહેલાં લખાણમાં રાજકર્તાઓ
પરદેશી હોવા વિષે તથા તેઓ ફક્ત પોતાનો સ્વાર્થ જોતા હોવા વીષે
બોલેછે. તેમ બોલવાની મતલબ લોકોને રાજકર્તાઓ સામે ઉશ્કેરવાની
નહીં તો બીજી કઇ હોવી જોઇએ ? આરોપીની મતલબ સરકારનું
કામ સામે નહિ પણ ખુદ સરકાર સામે ટીકા કરવાની હતી. આરોપી
એ રૂશીઅન રૂઢી હીંદમાં દાખલ કરવાની લાલાગણ કીધી છે. રૂશીય
ન રૂઢીઓ શું છે, તે આપણે બધા જાણીએ છીએ. રૂશીઅન રૂઢી
દાખલ કરવા જણાવવાની આરોપીની મતલબ એ હતી કે પોતાના
વાંચનારાઓના મગજમાં રૂશીઆમાં જણાએલી બોમ્બ ફેંકવાની રૂઢી અ
ખત્યાર કરવાની જરૂર ઠસાવવી. લખાણમાં એવું ,પણ જણાવવામાં
આવ્યું છે કે સરકારની જુલમગાર બેરહમ રૂઢીથી હીંદની ત્રીશ કરોડ
ની વસ્તી ભુખમરાથી મરતી રહી છે લખાણમાં આરોપીનો સરકારના
કામ.સામે નહિ, પણ ખુદ સરકાર સામે એવું જણાતો હુમલો
કીધો છે કે તે પોતાના સ્વદેશીઓને લાભ કરવાની મતલબથી અમ
લ ચલાવે છે, તથા સરકાર તદ્દન નાલાયક છે. તમો આખું લખા
ણ વાંચી તેના કાયદામાં આપવામાં આવેલી છુટ ઓળંગી
જવામાં આવ્યા છે કે નહિ તે ઉપર વીચાર કરજો.

તે પછી બીજુ તકરારી લખાણ મી૦ ઇનવેરારિટીએ વાંચ
હતું તથા તે ઉપર ટીકા કરતાં જણાવ્યું કે આરોપીએ

કડી વિષે બોલતા કેટલાંક દેશોમાં તે જે મતલબની કે'કવામાં આવતા હતા તે મતને ખરૂખ જણાવી હતી પણ ચોકમ હકો મેળવવા માટે બીજા દેશોમા તે કે'કવામાં આવવાનુ કામ દેશ હીતકારી ગણ્યું હતું, તથા પોતાના વાંચનારાઓને સમજ પાડવાની નેમ રાખી હતી કે બોમ્બ બનાવવાનું ઘણું સહેલું છે તથા તે બનાવતાં સરકાર લેકોને અટકાવવાને અશક્ત છે. તેણે જણાવ્યું છે કે બોમ્બ બનાવવા માટે એક ખાસ કારખાનુ રાખવાની જરૂર નથી. પણ તે થોડાક રસાયણી પદાર્થોની મેળવણીકરી લેકો મહેનાઇથી બનાવી શકે તેમ છે. બીજા લખાણમાં આરોપીએ પોતાના વાંચનારાઓને જણાવ્યું છે કે સરકારી અમલ લેકોને એક કેદખાના જેવો થઇ પડગો છે, અને જો એવોજ અમલ ચાલુ રહેશે તો રૂશીઆ તથા પોર્ટુગાલની માફક અહીંના લેકો પણ બોમ્બ ફે'કવાનુ શરૂ કરશે. આ લખાણમાં આરોપીએ સરકારને ધમકી આપી છે કે એવો અમલ વધુ વાર ચાલવા દઇ શકાશે નહિ તથા લેકો તરફથી માગવામાં આવતા હક જોસરકાર નહિ આપશે તો લેકો તે મેળવવા માટે જબરજસ્તી વાપરેલા સ્વરાજ-લેશે.

## મી. જોશીની જુબાની,

તે બાદ ઓરીએનટલ ટ્રાન્સલેટર આફીસના પહેલા મદદનીશ મી. ભાસ્કર વીશ્નુ જોશીને જુબાની આપવા માટે હાજર કરવામાં આવ્યા હતા. તેઓએ " કેસરી " પત્રના અંકમાં જે તકરારી લખાણો આવ્યાં હતાં તે અંકો તથાતેના સતાવાર તરજુમા રજુ કીધા હતા.

ત્યાર બાદ મી. જોશીએ પોતાની વધુ જુબાનીમાં જણાવ્યું " કેસરી " પત્રના તા. ૨ જી જુનના અંકમાં ચોથા પાનામાં

" બોમ્બ બનાવવાના ભેદનો ખુલાસો " તે નામનું લખાણુ આ -વું છે. તા. ૯ મી જુનના " કેસરી " નાં પાચમા પાના ઉપર " અંગ્રેજી અમલ દેખીતો પરદેશી છે " એવું લખાણુ આવ્યુ છે

**મી. જોશીની ઉલટપાલટ તપાસ.**

મી. તીલકે તે બાદ મી. જોશીની નીચે મુજબ ઉલટપા લટ તપાસ ચલાવી હતી,–

–સ૦–અત્રે રજુ કરેલા તરજુમા તમે પોતે કીધા છે?–જ–નહી, હાઇ કોર્ટની આફીસમાં કરવામાં આવ્યા છે મેં એક સિવાય સઘળા સરખાવી જોયા છે. મેં પણ છુટા તરજુમા કીધા છે. બંનેમાં ન જીવો ફરક છે. ઘણા ખરા હાઇ કોર્ટના તરજુમાઓને હું પસંદગી આપું. મેં કીધેલા તરજુમા હું અત્રે લાવ્યો નથી.

સ૦–તા૦૧૨ મી મેનાં," देशाचें दुर्दैव "ના મથાળાંવાળા લખાણુનો સત્તાવાર તરજુમો પોલીસ કોર્ટમાં તે કરવામા આવ્યો તેની અગાઉ તમોએ કીધેલો હોવો જોઇએ? જ૦ મને તે કહેવાની સત્તા નથી. તે તા૦ ૨૬ મી જુનની આગમચ તૈયારકરેલો હશે.

સ૦–તમારા હાથમાં હમણાં તરજુમો મુકવામાં આવેછે તે તમે પોતે કીધો છે? જ૦ હા. તેમાંના બે ફકરામાં ' गोर्या दांन निरपराधी स्रीया ' મરી ગઈ છે એવો તરજુમો મેં કીધો છે. જ્યારે સત્તાવાર તરજુમો ગોરી છોકરીઓને મારી નાખવામાં આવી છે એવો કરવામાં આવ્યો છે,

સ૦ આ અર્થ કયા બોલથી બરાબર રીતે દર્શાવી શ"

તેને હું કહું કે "ચોર હણુન મલા મારૂં નકો"! તો તેમાં
માં મને ચોર સમજી એમ કહેવાની મતલબ નથી થતી?
પહેલો અર્થે ખાલી ચોર સમજી એમ થાય છે તે ઉપરથી
માં સમજી એમ પણ ગણી શકાય.

સ૦ તમારા તરજુમામાં મરાઠી બોલ सहस्त्ररश्मि
તરજુમો આપવાનું છોડી દેવામાં આવ્યું છે? જ૦ હા,
અર્થ એક હજાર કીરણવાળો એવો થાયછે. તે ભયંકર તરીકે
પરવામાં આવ્યો છે તેથી છોડી દેવામાં આવ્યો છે. અંગ્રે
તે મુકવાની જરૂર નથી.

સ૦ राजा प्रजानो અર્થ શું થાય છે? જ૦
અને રૈયત.

સ૦ बचावीचे साधनेनो અર્થ મિન્સ આફ પ્રોટે
કરવામાં આવ્યો છે તેને બદલે મિન્સ આફ એસ્કેપ નહી થાય
જ૦ નહી. બચવુનો અર્થ એસ્કેપ થતોજ નથી.
અર્થ પ્રોટેકશન એવો થાય.

સ૦ પોલીટીકલ સાયન્સનો અર્થ શુ! જ૦ રા
તિચે शास्त्र અથવા राज्यधर्मशास्त्र પણ થાય. The Scrip
laying down the duties of a king નો
राज्यनीतिशास्त्र નહી થાય, તેનો અર્થ એક રાજકર્તાને
બજાવવામા આવેલી ફરજ એવો થાયછે,

સ૦ राष्ट्रत्व નો અર્થ નેશનલ એસાસીનેશન એવો કાવા છે કે ? જ૦ હા, કીલીંગ પણ થઇ શકે, એ તરજુમો મે કીધો નથી

સ૦ हुल્લનો અર્થ શું ? ગભરાટ,

સ૦ ૨ જી જુનવાળા બે ૧ ફેંકવાની બાબતના લખાણુમાં the world goes on without a hitch
વાકય આવ્યો છે તેનો ખરી રીતે તરજુમો આપ્યો છે ? જ૦ નહી, તરજુમો કરવામા ભુલ થઇ છે Worldબોલ વાપરવા મા ભૂલ છે

સ૦-कडवाનો અર્થ શું થાય છે ! જ૦ જ ગલી, સખત દીલનો તેનો મુખ્ય અને નજીવો અર્થ તે શું તે હુ સમજી શકતો નથી એવેજને,ઠેકાણે હાર્શ બોલ પણ મુકી શકાય.

સ૦ पॅम्फ्पનો અર્થ મેનહુડ કરવામા આવ્યો છે ? જ૦ હા તેનો અર્થ મેન પણ થાયછે પણ પણ અહી મેનહુટ પગ઼ટ કરવામાં આવ્યો છે, લખાણુમા पौरुषाचा नर એવો બોલ આવ્યો છે જેનો અર્થ માણુમા ]પણાને મારી નાખવુ એવોજ થાયછે માણુસને મારી નાખવુ એવો થતો નથી

नाहींसा झाला म्हणजे त्यांचे पौरुष त्यांना परत प्राप्त करून देण्यास पुष्कळ वेळ लागेल આ વાકયમાં મેન્લીનેસનો અર્થ પૌરૂષ કીધો છે. ઈમેસ્કુલેટેડનો અર્થ ગોલ્ડસ્મીથના શબ્દ કોષમાં ખશીકરણે આપ્યો છે.

સ૦ માઇગ્રેટરી બ્યુરોક્રેસીનો શું અર્થ ? જ૦ કાયમ એક ઠેકાણે નહી રહેતો ઉપરી અધિકારી વર્ગ, નાહકનો અગ્રેજી અર્થ અનફેરલી છે.તેનો અર્થ હક વગરનો અથવા ગેર વાજબી પણ થાય,(શબ્દ કોષમાં જોઇને) ફોઝુલેસ્લી એવો પણ થાયછે,

સ૦ हित शत्रु નો અર્થ શું ? જ. એક જણના સુખનો વેરી એવો થાય છે. બેમતલબ એવો પણ કાંઇક થઇ શકે. આ બોલ એવો કાંઇક ખ્યાલ આપે છે કે એક માણસ બાહારથી તે મિત્ર ગણાવાનું ડોળ ઘાલતો હોય પણ તે અંદરખાનેથી દુશ્મન હોય. મિત્રના સ્વરૂપમાં ખોટી રીતે સજ્જ થયેલો શત્રુ એવો અર્થ આપવાગાં આવેલો મેં જોયો નથી.

સ૦—वक्रदृष्टि એટલે શું? જ૦ ખરાબ નજર. ગેરમેહર બાની-એવો અરથ તાણીતોડીને કીધેલો ગણાશે. तेंची आमच्या वर वक्रदृष्टि आहे નો અર્થ તે મારા પ્રત્યે ખોટી નજરથી જોય છે એમ થાય, ઈતરાજી થઇ છે એવો અર્થ છૂટેથી કરીયે તો થાય. सरकारची लोकावर वक्रदृष्टि आहे નો અર્થ સર કાર લોક તરફ ખોટી નજરથી જોય છે એવો થાય.

ના. જડજ—સરકારની લોકો ઉપર ગેરમહેરબાની ઉતરી છે. એવો નહિ થાય? જ-એવો પણ થઇ શકે.

સ- मळ्यालआ मीठी मारणे नोअर्थशु ? જ-બીજાની ગર દન ઉપર હથિયાર ફેંકવાં એમ થાય છે.

ના. જડજ--ત્યારે તરજુમામાં ભુલ થઇ છે? જ૦--નહી, ઘણો નજીવો ફરક છે.

## ધકાસુકી.

આજે બપોરે કોર્ટ ખાણા માટે ઉઠતાં સર્વેને કોર્ટમાંથી બહાર ક હાડી કોર્ટનાં બારણાં બંધ કરવામા આવ્યાં હતાં, તથા છેક સવાત્રણ વાગે બારણાં ઉઘાડી બેઠકો થઇ શકે તેટલાઓને અંદર દાખલ થવાની પરવાનગી આપવામાં આવી હતી. જ્યારે કોર્ટની બહાર જમા- થયલાં ટોળાએ અંદર દાખલ થવા માટે એકદમ ધસારો કીધો હતો. જેનું પરિણામ સવારની પેઠે ચાયડાફચડી થવામાં અને બારણાંનો એક કાચ ભાંગી જવામાં આવ્યું હતું.

## મી૦ તીલક સામે મુંબઇ ગેઝેટમાં ટીકા.

ખાણા પછી કોર્ટ પાછી બેસતા નામદાર જડજનું ધ્યાન મી૦ તિ લક તરફથી મુંબઇ ગેઝેટના આગલા દિવસના અંક ઉપર ખેંચવામાં આવ્યું કે તેમાં એવી ટીકા કરવામાં આવી છે કે 'મી૦ તિલક, સાક્ષી જાણે ઇનામ મેળવવાની હરિફાઇની પરીક્ષા આપવા હાજર થયા હોય તેમ તેઓની તપાસ ચલાવે છે.' એ ઉપરથી નામદાર જડજે મી૦ તિ લકને જણાવ્યું કે તમારી મરજીમાં આવે તેવી રીતે સાક્ષીઓની ઉલટપા લટ તપાસ ચલાવવાને તમો મુખત્યાર છો. હું તમારા માર્ગમા કોઇપણ રીતે હરકત થયલી જોવાને ઇચ્છતો નથી. તમો તરફથી કરવામાંઆવતી

નામદાર જજ્જ—ત્યારે તમો પગારદાર છો ! જ૦ હા.

અને તુકારામ તથા બળવંત કૃીષ્ણાજી નામના બે સાક્ષીઓનું નામ પોકારવામાં આવતાં તેઓ ગેર હાજર માલમ પડ્યા હતા. આ ઉપરથી ઉપલા સાક્ષી આપનારને પાછા બોલાવી છુટક નકલો કેવીરીતે વહેંચવામાં આવતી હતી તેના સબંધમાં સવાલો પૂછયા હતા.

## પોલીસ ઇન્સ્પેક્ટર મી૦ સુલીવાનની જુબાની.

મુંબઇની પોલીસના ઇન્સ્પેક્ટર મી૦ સુલીવાને જણાવ્યું કે પૂણામાં બજાવવા માટેનું મેં મુંબઇથી વારંટ મેળવ્યું હતું.

મી૦ બ્રાન્સન—મી૦—તીલકનું મકાન તથા છાપખાનાની ઝડતી મેળવવાનું ! જ૦ હા

સ૦—મી૦ દેવીડે પૂણામાં વારંટ બજાવ્યું હતું ? જ૦ હા.

સ૦—તમો પણ પૂણા ગયા હતા ? જ૦ હા

સ૦—જડતીનું વારંટ બજાવવામાં આવ્યું ત્યારે તમો હાજર હતા ? જ૦—હા.

સ૦—તીલકના મકાન, ઓફીસ તથા છાપખાનાની જડતીઓ લેવી વેળા હાજર હતા ? જ૦ હા.

સ૦—તમારી સાથે બીજા અમલદારો પણ હતા ? જ૦ હા.

સ૦—મી૦ કેનફર તે વેળા હાજર હતા ? જ૦ હા.

## પુરાવા તરીકે દાખલ કરવામાં આવેલો પોસ્ટ કાર્ડ.

સ૦—તમને જડતી વેળા શું મળ્યું ? જ૦—એક પોસ્ટ કાર્ડ. અને બતાવવામાં આવે છે તેજ.

સ૦—ક્યાંથી મળ્યો ? જ૦ [illegible]

નામદાર જજ-છાપખાનું, ઓફીસ, તથા મકાન એકજ ઠેકાણે માં છે? જ૦ હા,

નામદાર જજ-કાર્ડ કયા મકાનમાંથી મળ્યો હતો? જ૦-ઓ માંથી

મી૦-બ્રાન્સન-કાર્ડ તમે કોઇને બતાવ્યો હતો? જ૦ હા. મે પાવર, ફેરીડ તથા કેલકરને.

સ૦-કાર્ડ તમેજ રાખ્યો હતો? જ૦ હા.

સ૦-મેજીસ્ટ્રેટને દેખાડયો ત્યાં સુધી તે તમારાજ હવાલામાં હતો? હા.

સ૦-કાર્ડ ઉપર મી૦ કેલકરે પોતાની જાતમાં સહી મુકી હ? જ૦ હા.

ઉપલો કાર્ડ ને બાદ સાક્ષીએ કોર્ટમાં રજુ કીધો હતો.

મી૦ બ્રાન્સને તેને પુરાવા તરીકે કોર્ટમાં દાખેલ કરવા માગ્યો તથા પોતાની માગણીના ટેકામા કાયદાની સહાદતો ટાકી બતાવી હતી.

નામદાર-જજ- [મી૦ તીલકને] કાર્ડ તમારા સ્વાધીનમા માલમ પ હતો તે વીશે તમો શું કહો છો? પણ પ્રથમ તો હું તમને બોલું છુ કે આ સવાલનો જવાબ આપવો કે કેમ તે તમારી મુનસફી ર રહેશે.

મી૦ તીલકે જણાવ્યું કે એ કાર્ડ કેવી રીતે મળ્યો હતો તે ન બાજુએ મૂકતા એ કાર્ડને આ મુકદમા સાથે લાગતું નહી હોવા તે પુરાવા તરીકે રજુ કરવામા આવે તે સામે હું વાધો લઉછું.

નામદાર જજ—હું તમારો વાંધો સ્વીકારી શકતો નથી પોસ્ટ કાર્ડ પુરાવા તરીકે દાખલ કરૂછું.

અત્રે મી૦ બ્રાન્સને કાર્ડ ઉપર મળગી છેડે એવી ચીજોને લગતી જ આપનારી બે ચોપડીઓ તથા તેઓના ગ્રંથકારોનાં ના[illegible] મા આવ્યા હતા તે વાચી સંભળાવ્યા હતાં.

## મી૦ સુશીવાનની ઉલટ પાલટ તપાસ,

મી૦ તીલકની ઉલટ પાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યુ કે જડતીમાં મળેલા બીજાં ઓચર્યાંઓ પણ હું સુંબઈમાં લાવ્યો હતો.

મી૦ તીલક—તે બધાં ઓચર્યાં રજુ કરશો?

મી૦ બ્રાન્સને બે ઓચર્યાં આજે રજુ કરવાનું માથે લીધું હતું.

મી૦ તીલક-[સાક્ષીને] તમો મારી લાઇબ્રેરીમાં ગયા હતા?

સાક્ષી-લાઇબ્રેરી કઇ હતી તે હું જાણતો નથી. લખવા વાંચવા નો જુદો ઓરડો હતો.

સ૦ બીજાં ઓચર્યાં પણ પોસ્ટ કાર્ડ સાગાજ ઓરડામાંથી મળી આવ્યાં હતાં ? જ૦-હા.

સ૦ તમારામાના કોઇએ મારી લાઇબ્રેરીમાં જઇ તપાસ ચલાવી હતી ? જ૦-હું તે જાણતો નથી.

સ૦-કાર્ડ ગથાળેથી મળી આવ્યો હતો કે પત્રોની વચેથી ! જ૦-હું કહી શકતો નથી. મેં પત્રો ખાનામાંથી એકેક પછી કહાડવા માંડયાં હતાં તેમાં કાર્ડ પણ મળી આવ્યો હતો.

સ૦-ખાનામાં કેટલા પત્રો હતા ? જ૦-હું કહી શકતો નથી.

સ૦- દસ, વીસ, પચાસ ?

જ૦-હું નથી જાણતો. ખાનુ બધું પત્રોથી ભરાએલું હતું.

સ૦-કાર્ડવાળાં ખાનામાંથી બીજાં કોઇ પત્રો મળ્યા હતાં?

જ૦—તે હું કહી શકતો નથી પણ જે બધાં કાગળો મળ્યાં હતાં તેની મેં ટીપ ઉપજાવી કહાડી છે

સ૦- પંચનામું કરવામાં આવ્યું હતું ? જ૦- હા.

સ૦-તેની નકલ મને આપશો ! જ૦-હા.

અત્રે સાક્ષીએ મી૦ તીલકના હાથમાં પંચનામાની નકલ મુકી હતી.

સ૦-કાર્ડવાળાંજ ખાનામાંથી તમને કેટલા કાગળો મળ્યાં હતા તે તમો કહી શકશો ? જ૦-મને તે યાદ નથી.

મને એટલી યાદ છે કે મરાઠી પત્રોમથી કાપેલી થોડીક કાપલીઓ મળી હતી.

સ૦—બધાં મળી કેટલા ઓચર્યા મળ્યાં હતાં ? જ૦—પંચનામામાં જુદી જુદી ચીજો તારવી કહાડી બનાવવામાં આવેલી ટીપમાં જુમલો ત્રેંસઠનો નાખવામાં આવ્યો છે. સિવાય વધુ હું કાંઇ કહી શકતો નથી.

અત્રે મવાપાંચ વાગેલા હોવાથી મી૦ તીલકે સાક્ષીની વધુ ઉલટપાલટ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રાખવાની અરજ કીધી હતી.

જે કોર્ટે સ્વીકારી હતી.

તે બાદ નામદાર જજે જુરીના ગ્રહસ્થોને વિદાય કરતાં જણાવ્યું કે તમારા હાથમાં ફરીયાદપક્ષ તરફથી "કેસરી" પત્રમાં આવેલાં કેટલાંક તકરારી લખાણોના અંગ્રેજી તરજુમા મુકવામાં આવ્યા છે તે વાંચીને તૈયાર થઇ આવવાની હું તમને ભલામણ કરીશ, કે જેથી કોર્ટમાં એ લખાણો બાબે જે કાંઈ બોલાય તે સમજી તેનું તમો બરાબર તોલ કરી શકો.

---

## ત્રીજો દીવસ.

### મી૦ સુલીવાનની ઊલટપાલટ તપાસ.

પોલીસ ઇન્સ્પેટકર મી૦ સુલીવાનની આગલા દીવસની મુલતવી રહેલી વધુ ઉલટપાટ તપાસ મી તીલકે તે બાદ આગળ ચલાવી હતી.

જુદું વારંટ મેળવ્યું હતું ? જ૦–નહી. એકજ વારંટ હતું.

સ૦–સીંહગઢનું મારૂં મકાન વારંટમાં જણાવવા આવ્યું હતું. ? જ૦–વારંટમાં સીંહગઢ જણાવવામાં આવ્યું હ[illegible]

સ૦–તમે પોતે વારંટ જોયું છે ? જ૦–હા.

સ૦–વારંટમાં સીંહગઢ કોણે ઉમેર્યું હતું ? જ૦–હું જાણતો નથી.

સ૦વારંટ તમારી પાસે છે ? જ૦–નહી, તે પ્રેસી[illegible] મેજીસ્ટ્રેટને પાછું આપવામાં આવ્યું છે.

મી૦ તીલકે જણાવ્યું કે પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તર[illegible] આ કોર્ટને મળેલાં ઓચર્યોમાં વખતે તે વારંટ પણ આવ્યું [illegible]

નામદાર જજે ઓચરયાં જોવડાવવા પછી જણાવ્યું [illegible] એ વારંટ મળતું નથી. પ્રથમ હું તમો પાસે જાણવા [illegible] છું કે વારંટ માગવામાં તમારી મતલબ શું છે ?

જ૦–હું તે થોડા વખતમા બતાવવા માગું છું.

મી૦ તીલક ( સાક્ષીને ) તમે તમારી સાથે પુ[illegible] સીંહગઢ મારા કોઇ માણસને લઇ ગયા હતા ? જ૦–નહી.

સ૦–તમે મકાનમાથી કબાટોનાં તાળાંભાંજીનેઉઘા[illegible]

જ૦–હા, મેં બે કબાટો એવીરીતે ઊઘાડયા હતા.

સ૦ તમે પુણાથી કોઇ મારા માણસને લઇ ગયા હતા. પણ મારા કોઇ માણસને તમે એવી ખબર કીધી [illegible] કે તમો સીહગઢ જાઓ છો ? જ૦ નહીં. ખરૂં જોતાં [illegible]

ાંજ્યાં નહી હતાં. ફકત તાળાંનાં ભીંજાગરાં કહાડી નાંખ્યાં તાં.

સ૦ તમે તાળાં પાછાં બરાબર કીધાં હતાં? જ૦ નહિ.

## છેવટનું ભાષણ કરવાનો હક છોડી દેવાની મી૦ તીલકની તૈયારી.

અત્રે મી૦ તીલકે જણાવ્યું કે હાલમાં હું મી૦ સુ વાનની તપાસ બંધ કરૂં છું, પાછળથી ઓચરયાં તપાસી ી૦ સુલીવાનની તપાસ હું ચલાવીશ,

નામદાર જજ—હા તે સામે કાંઇ વાંધો નથી.

તે બાદ નામદાર જજે જણાવ્યું કે તમારે અત્રે કાંઈ ોલાસો કરવો હોય તો કરો.

મી૦ તીલક–મારો ખોલાસો હું કરવા માગું છું. પણ આગમચ બાકીનાં ઓચરયાં, હું જોવા માગું છું. તે જોયા ી મારા ખોલાસામાં તે વીશે હું એશારો કરી શકું.

નામદાર જજ–હું તમને અત્રે જણાવીશ કે ફર્યાદપક્ષ સ્ટકાર્ડ સીવાય બીજા કોઇ પણ પત્રનો આધાર લેવા માગતો નથી.

મી૦ તીલક–પણ તે છતાં હું બાકીનાં ઓચરયાં જોવા ગું છું તથા જરૂર પડે તો તેમાંનાં કેટલાંક કોર્ટમાં મારા ચાવના પુરાવા તરીકે રજુ કરવા માગું છું. તેથી મારા ચાવમાં છેવટનું ભાષણ કરવાનો મારો હક જતો રહેશે. પણ હક છોડી દઇને પણ ઓચરયાં રજુ કરવાના ઠરાવ ઉપર આવ્યો છું.

અત્રે વડા પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ પાસેથી વારંટ લાવવા માં આવતાં તે તપાસવા માટે મી૦ તીલકના હાથમાં મુકવા માં આવ્યું હતું.

મી૦ બ્રાન્સને તે બાદ સુચના કીધી કે વધુ ઓચરયાં વડા પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ તરફથી મળે તેટલાં હાલમાં જે ઓચરયાં મળ્યાં છે તે કેટલાં અધુરાં છે તે નકી કરવા માટે પંચનામાની ટીપ સાથે સરખાવી જોવાં. તે મુજબ સરખાવી જોયા પછી મી૦ તીલકે જણાવ્યું કે મેજનાં ખાનામાંથી મારા પત્રો, તારના સંદેશાઓ વગેરે અત્રે લાવવામાં આવ્યા ન ઓફીસનાં આફીસ તેમજ છાપખાનાંમાંથી જડતી વેળા પોલીસે પોતાને સ્વાધીન લીધેલાં ઓચરયાં બધાં અત્રે રજુ કરવામ આવયા છે.

નામદાર જજ–પંચનામાનીટીપમાં તે આપવામાંઆવ્યાંછે·

મી૦ તીલક–હા.

## કોર્ટમાંથી ગુમ થએલાં ઓચર્યાં.

અત્રે નામદાર જજે જણાવ્યું કે મને એવી ખબર આ વામાં આવી છે કે બાકીના ઓચરયાં પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટની માં મળતાં નથી. ટીપમાં જણાવવામાં આવેલાં નંબર ૧૯ થી સુધીનાં કાંઇ પણ ઓચરયાં અત્રે રજુ કરવામાં આવ્યા નથી. માંથી ફક્ત છેતાળીશ નંબરનો પોસ્ટ કાર્ડ એકલો અત્રે રજુ .. માં આવ્યો છે. મને જણાવવામાં આવે છે કે ઓચરયાં આ કોર્ટ

કલાર્ક ઓફ ધી ક્રાઉનની ઓફીસમાં લાવવામાં આવ્યાં હતાં તથા વડા પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટની કોર્ટના કલાર્કને એ પત્રોની થેલી આગળથી ખસવા નહી જણાવવામાં આવ્યું હતું. તે છતાં તે છોડી ગયો હતો.

મી૦ બ્રાન્સને અત્રે જણાવ્યું કે કોર્ટે આ બાબતની નોંધ લેવી કે જોકે મકાનમાંથી મળી આવેલાં ઓચરયાંઓમાંથી પોસ્ટ કાર્ડ સિવાયનું એકપણ ઓચરયું અત્રે ફરયાદપક્ષ તરફથી રજુ કરવામાં આવ્યું નથી તે છતાં આરોપી તરફથી ગુમાયેલાં ઓચરયાઓના સંબંધમાં મોટી થાપણ કરવામાં આવે છે તથા ઓચરયાંની ગેરહાજરીમાં આરોપી ખોલાસો કરવાને ના પાડે છે.

નામદાર જજ્જે પુછવાથી મી૦ તીલકે જણાવ્યું કે એ પત્રોમાંના કેટલાંક ઉપરથી અતરે રજુ કરવામાં આવેલાં પોસ્ટ કારડના સંબંધમાં અજવાળું પડી શકે એવું લાગતું હોવાથી એ ઓચરયાં મળ્યા આગમચ મારો ખોલાસો નહી કરવાનો મેં એરાદો જણાવ્યો હતો.

અત્રે મી૦ સુલીવાનને પાછો બોલાવી મંગાવવામાં આવતાં મી૦ બ્રાન્સનના કહેવાથી તેણે અસલ પંચનામું રજુ કીધું હતું.

મી૦ બ્રાન્સન (બે વારંટો સાક્ષીના હાથમાં મુકીને) આજ વારંટો છે કે?

સાક્ષી—હા, એક છાપાખાના તથા બીજું મકાન માટેનું છે.

નામદાર જજજ—પંચનામું કયે દહાડે કરવામાં આવ્યું હતું. સાક્ષી—તા૦ ૨૫ મી જુનને દીને.

તે બાદ મીલ બ્રાન્સને અસલ પંચનામું તથા તેના એક પોલીસ અમલદારે કીધેલા અંગ્રેજી તરજુમાની નકલ કોર્ટ માં દાખેલ કીધી હતી

## ઓચરથાંનો મળેલો પત્તો

અત્રે સવા વાગતે બાકીનાં ઓચરયાં કોર્ટમાં લાવવામાં આવ્યાં હતાં જેની તપાસ લેવાની નામદાર જજજે મી. તીલક તથા તેઓના સલાહકારોને પરવાનગી આપી હતી. ઓચરયાં ત પાસતાં તે બરાબર માલમ પડયાં હતાં ઓચરયાં તપાસી રહ્યા બાદ મી. તીલકે મી. સુલીવાનની નીચે મુજબ ઉલટપાલટતપાસ ચલાવી હતી-

સ૦—તમે રજુ કીધેલાં ઓચરયાં બધાં ખાનામાં મળ્યાં હતાં કે કેટલાંક ખાનામાં તથા કેટલાંક મેજ ઉપર મળ્યાં હતાં ? જ૦—કેટલાંક ખાનામાં તથા કેટલાંક મેજ ઉપર-મળ્યાં હતાં.

સ૦—કયા ખાનામાં તથા કયા મેજ ઉપર મળ્યાં હતાં તમો કહી શકશો? જ૦—હું ધારૂં છું કે ઘણાખરા હાથના લખેલા કાગળો મેજ ઉપર તથા વર્તમાન પત્રોના કાપલા વગેરે ખાનામાં મળ્યા હતા.

સ૦—પંચનામાની ટીપ ઉપરથી તમો કહી શકશો કે ફ લાણા નંબરવાળા કાગળો ખાનામાં તથા ફલાણા નંબરવાળા મેજ ઉપર મળ્યાં હતાં ? જ૦—નહી.

સ૦-મકાનની ઝડતીનાં વાર'ટ ઉપર કોણની સહી છે
- પહેલી સહી સીટી મેજીસ્ટ્રેટની છે. જીલા મેજીસ્ટ્રેટ નહીં મ
ાથી પેહેલાં સીટીમેજીસ્ટ્રેટ પાસે સહી લેવામાં આવી હતી.

સ૦-સીટી મેજીસ્ટ્રેટે કયારે સહી મુકી હતી ? જ૦-તા.
.. મી જુનને દીને.

સ૦-સહી સવારે કે સાંજે મુકવામાં આવી હતી ? જ૦ સાંજે

સ૦-તમોએ મારા મકાનની ઝડતી કયારે લીધી હતી ?
જ૦-સીટી મેજીસ્ટ્રેટની સહી મળ્યા પછી બીજે દિને સવારે.

સ૦-મધરાત્રે બે વાગતે ? જ૦-મળસકા પછી.

સ૦-પુણાના મકાનની જડતી તમે કયારે પુરી કીધી હતી?
જ૦-સવારે નવ અને દશ કલાકની વચ્ચે.

સ૦-તે પછી સીંહગઢ જવા કયારે ઉપડયા હતા ?જ૦-
આશરે બપોરે બાર વાગતે

સ૦-પુણાના મકાનની ઝડતી લીધા પછી વાર'ટ ઉપર
જીલ્લા મેજીસ્ટ્રેટની સહી લેવામાં આવી હતી ? જ૦-તે હું
જાણતો નથી.

સ૦-પુણાના મકાનની ઝડતી વેળા વાર'ટ તમારી પાસે
હતું ? જ૦નહીં મારી સાથે આવેલા પુણાની પોલીસના અમલદાર
પાસે હતું.

સ૦સીંહગઢના મકાનમાંથી તમને કાંઇ મળ્યું હતું
નહીં ? જ૦-નહીં,

સ૦ પુણાના મકાનમાંથી વાર'ટમાં જણાવયા મુજબ
નાજ કાગળયા જપત કરવામાં આવ્યા હતા ? જ૦ હા.

અત્રે મી૦ તીલકે નામદાર જડજને જણાવ્યું કે જે ઓચરયાં કેટલીક શોધ ચલાવયા પછી હમણાં કોર્ટમાં લાવ વામાં આવ્યાં છે, તેની ટીપ કરી એકઝીબીટ તરીકે કોર્ટમાં દાખેલ કરવાં.

નામદાર જજે એ ઓચરયાં એકઝીબીટ તરીકે દાખેલ કીધાં હતાં.

મી૦ તીલકે અત્રે સાક્ષીની વધુ તપાસ ચલાવવાને ના પાડ્યા થી સાક્ષીને કોર્ટ છોડી જવાની પરવાનગી આપવામાં આવી હતી.

અત્રે મી૦ બ્રાન્સને પોતાના તરફથી મુકદમો પુરો થયલો જાહેર કીધો હતો.

અત્રે મી૦ તીલકને પોતાનો ખુલાસો કરવાને જણાવવામાં આવતાં તેઓએ જણાવ્યું કે મારો ખુલાસો તૈયાર છે પણ તેમાં થોડંક વાકયો હું અહીં તહીં ઉમેરવા માગું છું. જે માટે એક કલાકનો વખત જોઇએ છે. આથી હમણાં બે વાગેલા હો વાથી કોર્ટ હમણાં ઉઠી ત્રણ વાગતે પાછી મળશે. તો હું તે વખતે ખુલાસો કરી શકીશ.

નામદાર જજ્જ–જુરરોને ખાણાનો વખત એવી રીતે ફેરવવાનું બની શકશે કે કેમ તે એક સ્વાલ થઇ પડેછે.

મી૦ તીલક ત્યારે સાડા ત્રણ વાગે કોર્ટ પાછી મેળવ વાનું ઠરાવો.

જુરીનો ફોરમેન–અમો ખાણું લઇ ત્રણ વાગતામાં આવવાને કોશીશ કરીશું.

આ ઉપરથી નામદાર જજે કોર્ટ ત્રણ વાગતા ઉપ
મુલ્તવી રાખી હતી.

## મી૦ તીલકનો લેખીત ખુલાસો

ખાણું પછી કોર્ટ બેસતાં મી૦ તીલકે નીચે મુજબ
પોતાનો લેખીત ખુલાસો વાચી સંભળાવ્યો હતો.

પુણાં ખાતે દર મંગળવારે પ્રગટ થતાં " કેસરી "
પત્રનો હું અધિપતી પ્રગટ કરનાર. છાપનાર તથા માલેક છું.
તથા માલેક તરીકે તેમાં આવેલાં જે લખાણોના સંબધમાં
મારા ઉપર આરોપો મુકવામાં આવ્યા છે તેની જોખમદારી
હું પુરે પુરી સ્વીકારૂં છું.

રાજદ્વારી બાબતો ઉપર તકરાર કરતી વેળા વપરાતા
અંગ્રેજી બોલોને અનુકુળ થઇ પડતા મરાઠી બોલો છે તેની મેં
નીચલી ટીપ તૈયાર કીધી છે.

राजकर्त्ता अधिकारी वर्ग
गोरा अधिकारी वर्ग
सरकारी अधिकारी वर्ग
अंग्रेजी अधिकारी वर्ग } Bure aneracy

जुलमी =Despotic
माथे फिरु =Fanatic
तेज =Mettle or Spirit

મી૦ તીલક—પણ તે પછી કલકત્તાની હાઇ કોર્ટના જજ્જે તેથી જુદોજ ચુકાદો આપ્યો છે.

મી૦ બ્રાન્સન—મી૦ તીલકને ખોટલું જણાવવામાં આ હતું કે એકઝીબીટ રજુ કરવાથી તેઓ છેલ્લું ભાષણ પોતાનો હક્ક ગુમાવશે અને તે તેઓએ સ્વીકાર્યું પણ હતું.

મી૦ તીલક—પણ આ કાંઇ સ્વીકાર કરવાનો સવાલ એ તો કાયદાની બારીકીનો સવાલ છે.

મી૦ તીલકે જણાવ્યું કે તા૦ ૬ ઠી આગષ્ટ ૧૯૦૬ માં કોર્ટના નામદાર જજ મી. બેટે ઠરાવ્યું હતું કે ફરયાદ પ સાક્ષીઓની ઉલટપાલટ તપાસ વેળા આરોપી પક્ષ તરફથી કાંઇ ઓચરયાં રજુ કરવામાં આવે તો તેથી આરોપી પક્ષ પો નું ભાષણ છેલ્લું કરવાનો હક્ક ગુમાવતો નથી. પણ તે એવી તે કે ઓચરયાં એકદમ ફરયાદ પક્ષે નહી ધારેલાં હોય રીતે અચણુચ લાવવામાં આવે નહી.

નામદાર જજ્જ મી૦ દાવરે એ બાબતમાં ચુકાદો આ તાં જણાવ્યું કે અત્રેની હાઇ કોર્ટમાં નામદાર જજ્જ મી. સન્મુખ આ સવાલના નીવેડા માટે જવામાં આવ્યું હતું. વેળા સારી રીતે જાણીતું હતું કે અલ્હાબાદ, મદ્રાસ, સું તથા કલકત્તાની હાઇ કોર્ટમાં એ બાબતમાં રૂઢી જુદી હતી આથી મુંબઈની હાઇકોર્ટમાં કઇ એક રૂઢી પસંદ કરવી એકદમ નક્કી કરવા માટે નામદાર જજ્જ મી. બેટીનો ચું માગવામાં આવ્યો હતો. અને તે મળ્યા પછી હું તેનેજ

ળગી રહેવાનું પસંદ કરીશ. આથી મી. તીલકને પહેલું ભાષ ણ કરવાને જણાવું છું. તેજ વેળા હું કહીશ કે મી. તીલક ને પોતાનો બચાવ કરવામાં કોઇ પણ રીતની અડચણ નહી થાય તે જોવાને હું આતુર છું. તથા મી. બ્રાન્સન તરફથી જવાબ આપનારૂં ભાષણ કરવામાં આવે તેમાં કોઇ નવી બા બત આવે તેનો જવાબ હું મી. તીલકને આપવા દઇશ.

## મી૦ તીલકનું ભાષણ

એ પછી મી૦ તીલકે પોતાના બચાવમાં નીચલું ભા ષણ કીધું હતું:—

ફરયાદ પક્ષના ધારાના હિમાયતી મી. ઇનવેરારીટીએ જે સુભાષિતપણે ભાષણ કરી પોતાનો મુકદમો રજુ કીધો છે. તેટ લું સુભાષિતપણું હું બતાવી શકીશ નહીં, પણ હું મારો બચાવ ખો લાસાવાર તમને સમજાવીશ. મી. ઇનવેરારીટીનો મુકદમો રજુ ક રનારૂં શરૂઅ તનું ભાષણ ઘણું ટૂંકું હતું તેથી ફરયાદ પક્ષ કયા નીશ્રીત આરોપો મારી ઊપર મૂકે છે તે હું જાણી શકયો નથી. આથી મારી ઉપર મુકવામાં આવેલા આરોપોનો જ વાબ વાળવા માટે મને લંબાણ ભાષણ કરવું પડશે, મેં ધારાના હેમાયતી તરીકેનું લાંબો વખતથી કામ કીધું નથી, તેથી મારો મુકદમો તમો સન્મુખ હું કમનશીબે જોઇએ એવા સારા આકા રમાં રજુ કરી શકીશ નહીં. હવે મારી સામે મુકવામાં આવેલા આરો પોના સંબંધમાં હું બોલીશ. જે ફીતુરી લખાણ કરવા માટેનો મારા ઊપર આરોપ મુકવામાં આવ્યો છે. તે પ્રગટ કરવાની પુરે

સ્વીકારવામાં નહી આવતાં તે માણસ માથેની જોખમ દારી પુરવાર કરવાની પેહેલી જરૂર ગણવામાં આવેછે. હવે ઇંગ્લાંડની જુરી છુટાં છુટાં ટાંકવામાં આવેલા વાકયો અથવા ખાલી લખાણ ઉપરથી નહી પણ પોતા સન્મુખ જે આસપાસના સંજોગો રજુ કરવામાં આવે છે તે ઉપરથી પોતાનો ચુકાદો આપે છે કે જે રૂઢી ઉપર ઇંગ્લાંડનો છાપો હાલમાં જે છૂટાપણું ભોગવે છે તે જાળવી રાખવાનો સ્વાલ લટકેલો છે.

## જુરીની સત્તા

અત્રેનો કાયદો ઇંગ્લાન્ડના જેવો છે, જેથી રીતુર શાને કહેવું તે બાબતમાં ઇંગ્લાન્ડને પગલે આ દેશે ચાલવું જોઇએ છે. પણ ઇંગ્લાન્ડની જુરીને બહોળી સત્તા મળેલી છે. તે જજની પણ પરવાહ નહી કરી પોતે જુર્યાનીઓનું બોલ કરી ચુકાદો આપે છે. અત્રેની જુરીના હાથમાં પણ મોટી સત્તા આપવામાં આવી છે; જેનો ઉપયોગ કરી તમે પણ ઇંગ્લાન્ડની જ જુરી મુજબ ચુકાદો આપજો. નામદાર જજ કાયદો શું છે તે તમને સમજાવશે, પણ મારા ભાષણમાં ખરી વીગતો તથા કાયદા બંનેની સાથે સાથેમને સમજણ આપવી પડશે. મારી સામેના ત્રણમાંથી બે આરોપો ૧૨૪ ક. તથા ત્રીજો આરોપ ૧૫૩ ક. મુજબ મુકવામાં આવ્યો છે. ૧૨૪ ક કલમના પહેલા ભાગમાં જણાવવામાં આવ્યું છે કે આરોપીને ગુનેગાર ઠરાવવા માટે લખાણથી સરકાર સામે ઉશ્કેરણી અગર ધીક્કાર ઉત્પન્ન થયો છે એવું પુરવાર

કરવું જોઇએ છે. પણ ફરયાદ પક્ષે તે બતાવવા માટે કાંઇ પણ જુબાની રજુ કીધી નથી.

## અનિશ્ચિત પ્રકારનો આરોપ.

આથી હું જણાવું છું કે મારી સામેનો આરોપ ઘણો અનિશ્ચિત પ્રકારનો છે, તથા તે ખુલ્લો કરવામાં આવ્યો નથી. મારી સામે ખુલ્લી રીતે એવો આરોપ મુકયો હોત, કે મેં લોકોમાં ઉશ્કેરણી કે ગુસ્સો ઉત્પન્ન કરવાની કોશીશ કીધી હતી, પણ તેમ કરવામાં આવ્યું નથી, એ કલમના પાછળના ભાગમાં જણાવવામાં આવ્યું છે કે સરકારની સામે દુશ્મની ભરેલી લાગણી ઉશ્કેરવાની કોશેશ થયેલી રીતુર પુરવાર કરવા માટે બતાવવી જોઇએ છે. પણ કાયદો એક કોશેશ કરવામાં આવેલી ત્યારેજ ગણે છે કે જ્યારે ઉશ્કેરણી ચલાવવા માટે કોશેશ કરનારે આગમચથી વીચાર રાખેલો પુરવાર કરવામાં આવે. નામદાર જજ મી. બેટીએ આપેલા એક ચુકાદા મુજબ તો ફક્ત કોશેશજ બસ નથી, પણ તેમાં ફતેહ મેળવવી જોઇએ છે, અથવા તો વધારે સબળ સબબો ગળવામાં અટકાવ નડયો છે એવું પુરવાર થવું જોઇએ છે. ફર્યાદ પક્ષે યા તો રીતુર ફેલાવવાની મારી કોશેશ ફતેહમંદ નીવડી હતી એવું બતાવવું હતું અથવા તો ઉશ્કેરણી ચલાવવાની મારી કોશેશમાં હું નિષ્ફળ થયો હતો, તેનો સબબ મારા હાથ હેઠળ નહી એવા મજબુત પાકટ સબબોનો હતો એવું દેખાડવું હતું. એક કામ કરવા માટેની ગોઠવણ કરવામાં આવી હોય અને તે અ

જતાં નીષ્ફળ જાય તો તે ખાલી કોશેશના વર્ગમાં આવે છે અને તે જો ફતેહમંદ થાય તો ગુન્હાના વર્ગમાં આવે છે.

### ગુન્હા કરવાની કોશેશ કીધેલી કયારે ગણાય?

ફકત એક ગુન્હો કરવા માટેની તૈયારી કરવામાં આવે અથવા એરાદો રાખવામાં આવે તે કાંઈ કોશેશ કરવામાં આવેલી તરીકે કાયદો સ્વીકારતો નથી; એરાદો અથવા કરી રાખવામાં આવેલી તૈયારી અમલમાં મુકવાની કોશેશ કરવામાં આવે ત્યારેજ કાયદો તેને કોશેશ તરીકે સ્વીકારે છે. હું જો એક માણસ પછવાડે તલવાર લઇ દોડું તો તમો કહેશો કે મેં તેનું ખુન કરવાની કોશેશ કીધી છે, પણ કાયદો તે કોશેશ તરીકે સ્વીકારતો નથી. હું તેને મારી નાંખવા માટે તે માણસ સામે તલવાર ઉચકું તોજ મેં તે માણસની ખુન કરવાની કોશેશ કીધેલી કાયદો ગણે છે. (મી. તીલકે અત્રે એવીજ રીતે આરોપીના દેખીતા એરાદાને કોશેશ તરીકે નહીં સ્વીકારી આરોપીઓને છોડી દેવામાં આવેલા હોયાના કેટલાક દાખલા ટાંકી બતાવ્યા હતા.)

### એક લખાણ ફીતુરી કયારે પુરવાર થાય?

તે બાદ તેઓએ જણાવ્યું કે આ મુકદમામાં પ્રગટ કરવામાં આવેલા લખાણને ફીતુરની કોશેશ તરીકે બતાવવાની તજવીજ કરવામાં આવી છે, પણ લખાણ ફકત એરાદો બતાવે છે; જો કે ઇરાદો પણ આસપાસના સંજોગોની મદદથી કાયદા મુજબ પુરવાર કરવો જોઇએ છે. ફકત લખાણ કરવા કે બોલવાથી લખા

ણ કરનાર કે બોલનારનો તેમ કરવાનો ઈરાદો જણાતો હોય તે આ કોર્ટનો કલાર્ક ઓફ ધી ક્રાઉન પણ એવો ઇરાદો દર્શાવવા માટે ગુનેહગાર ઠરે છે, કારણ કે જે લખાણ માટે મને અત્રે ઉભો કરવામા આવ્યો છે તે તેણે વાચી બતાવ્યુ છે તેમજ જે વર્તમાન પત્રોએ મારૂં લખાણ ઉતારી લીધુ છે તે બધા ગુન્હેગાર ઠરે છે એજ રીતે એક જણનુ ફીતુરી લખાણ ફોનોગ્રાફ સચામાથી બોલવામા આવે તો તે ફોનોગ્રાફ સાચાને પણ તે માટે કોર્ટમા ઘસડવો જોઇએ આ મુજબ તમો જોશો કે ખાલી એક લખાણ ઉપરથી એક લખાણ કરનારને ગુન્હેગાર ઠરાવી શકાય નહી હું એમ નથી કહેતો કે લખાણ ખુદમા ગુન્હો આવતો નથી પણ તે રૂપીયામા એક આના જેટલો છે લખાણ કરનારને ગુન્હેગાર ઠરાવવા માટે બીજી પદર આના જેટલી જુબાની રજુ કરવી જોઇએ છે ફરીયાદ પક્ષ અ રોપીના મગજમા ગુન્હો કરવાનો ઇરાદો હતો એવુ બતાવે નહી ત્યાસુધી એક લખાણ કરનારને ગુન્હેગાર ઠરાવી શકાય નહી એક તકરારી લખાણ ઉપરથી એક માણસે ગુન્હો કરવાની કોશેશ કીધેલી કહેવાય નહી એમ ધારો કે એક જણે એક ઐસ જેટલુ અફીણ પોતા પાસે રાખ્યુ હોય તો તેથી તમો એમ કહેશો કે તેનો ઇરાદો આપઘાત કરવાનોજ હતો? કારણ કે એટલુ અફીણ ખાનાર મરી જાય છે પોતાને અફીણ ખાવાની આદત હોય તે માટે પણ તે પોતા પાસે અફીણ રાખે

## ગુન્હો પુરવાર થાય તે આગમજ બીનતક્સીરવાર મનાતો આરોપી

કાયદામાં તમને એવું માની લેવા જણાવ્યું છે. કે તમો સન્મુખ ઉભો કરવામાં આવેલો આરોપી બીનતકસીરવાર છે કે તકસીરવાર છે તે દાખલા દલીલોથી પુરવાર કરવાનું કામ ફરયાદ પક્ષનું છે. પણ આ મુકદમામાં ફરયાદ પક્ષે શું કીધું છે? તેણે ફકત "કેસરી" પત્રમાં આવેલાં લખાણોનો અગ્રેજી તરજુમો તમો સન્મુખ રજુ કીધો છે, તથા તેમાંના કેટલાક સખ્ત ફકરા ટાંકી બતાવ્યા છે, તથા તમને જણાવે છે કે એ લખાણ ઉપરથી આરોપીને તમો ફીતુરી ઠરાવો. કયા સંજોગો વચે આ લખાણ કરવામાં આવ્યું છે તે તમને જણાવવાના ફર યાદ પક્ષે તદન અખાડા કીધા છે, તથા એ સંજોગો જણાવવાનું મારી પોતાની ઉપર નાખ્યું છે, જો કે ૧૨૪ ક. કલમમાં એ ખધા ખોલાસા કરવાની ફરજ ફરયાદ પક્ષ ઉપર નાખવામાં આવી છે. છતાં કયા સંજોગો વચે ફીતુરી કહેવાતાં લખાણ કરવામાં આવ્યા હતાં તે ફરયાદ પક્ષે જણાવ્યું નથી. ફરયાદ પક્ષ જણાવવાને ભુલી ગયો છે કે હીંદમાં જે વેળા રાજદ્વારી બાબત ઉપર મજબુત તકરારો ચાલેછે અને સખ્ત ટીકાઓ કરવામાં આવે છે તે વેળા તેના જવાબ આપવા માટે આ લખાણ કરવામાં આવ્યાંછે.

### છુટાપણું કે છકેલપણું?

તમને એટલું જોવાનું છે કે લખાણમાં જે ટીકા કરવામાં આવ્યાં છે, તે વાજબી છે કે નહી તથા પ્રમાણીકપણે કર

આવેલ છે કે નહીં? તમને કદાચ કહેવામાં આવશે કે હીંદ
વર્તમાન પત્રોને છુટાપણું આપવામાં આવ્યું છે તેનો ગેર
લાભ લઇ સખ્ત ટીકા કરી છકેલપણું બતાવવામા આવ્યું છે.
ઃ છુટાપણું કર્યું અને છકેલ પણું કર્યુ તે વચે તફાવત કોઇ
...તું નથી. ઇગ્લાન્ડની જુરી સખ્ત પણ વાજબી ટીકાઓ
વરતમાનપત્રોના છુટાપણાનો લાભ સમાએલો ગણી
ા લખાણને તદન નીરઅપરાધી ઠરાવવાને ચુકતી નથી ફીતુર
લગતા મુકદમાઓમાં આપણને વારે ઘડી જણાવવામા આવે
કે ફકત ફીતુરી લખાણ ઉપરથીજ ફીતુરી ઇરાદો રાખવામાં
વ્યો છે એવું ઠરાવવુ, પણ મેં તમને જણાવ્યુ તેમ
રવુ જોખમ ભરેલું છે લોર્ડ અરસકીને એક ઠેકાણે ટીકા કીધી
, કે એક રાજા કે એક કાનસટેબલ પોતાની ફરજ ઓળગી
પોતાની સત્તા ઊપરાતનું કંઇ પણ કામ કરે તો તે
ાટે બંને એક સરખી રીતના ગુન્હેગાર ઠરે છે. આ
ક્ય ઉપરથી તમો કહેશો કે લોર્ડ અરકીસન આતુ લખાણ
માટે ફીતુરી ઠરે છે, કારણ કે તેણે રાજા તથા કોન્સટેબલ
એક સરખી પાયરીએ ચઢાવ્યા છે પણ કાયદો એ વાકય તદન
નપરાધી ગણે છે. મને એક ગેરલાભ એ છે કે મારો મુકદ
ા તપાસવા માટે સાધારણ જુરી રોકવામા આવી નથી, એટલે
જુરીના સભાસદો સામાન્ય લોકોમાંથી પોતામાં ચુંટવામા
ા. નથી આથી તમો ખાસ જુરીના સભાસદો લોકલાગણી
રાબર સમજો એવુ નથી. જુરી આગળ ભાષણ કરતી વેળા જુરી

ના સભાસદોને એવું કહેવ નો અત્યારે રીવાજ છે કે તમો ફ઼
ફીતુરી લખાણ ઉપરજ નહી પણ આસપાસના સંજોગો ઉપ
ધ્યાન આપી ચુકાદો આપજો તમારે આ વાત યાદ રાખવાની
કે તમારી જુરર તરીકેની ફરજ એટલામાજ આવી રહી ન
કે એક લખાણ ફકત ફીતુરી છે એવું જોઇ તે માટે આરો
અમો ગુનેહગાર ઠરાવીએ છીએ એવો તમારો ચુકાદો આ
તમારી પહેલી ફરજ પહેલા આસપાસના સજોગો ઉપર
આપી ચુકાદો આપવાની છે. હવે આસપાસના સજોગો કેવી રી
ના હોઇ શકે તેનો હું તમને દાખલો આપીશ. ધારો કે
દેશમાં અસંતોષ ફેલાયો છે તેના સબંધમાં રિપોર્ટ કરવા મા
સરકાર એક શખ્સને નીમે છે. તે શખ્સ પોતાનો રીપોર્ટ મોક
આપતાં અશાતી કયા સબબો વડે ઉઠવા પામી છે તથા તે શા
પાડવા માટે સરકારે શું કરવું જોઇએ છે તે વીશે ટીકા કરે
ચાલતા મામલાના સંબંધમાં સખત ભાષામાં નાં પસંદગી બતા
તો ફક્ત સખ્ત ભાષામાં નાપસંદગી બતાવવા માટે તે
ને તમો શું ફીતુરી ગણવા નીકળશો ?

## છુટથી થતી ટીકા ઉપર દેશના સુધારાનો રહેતો આધાર.

એજ રીતે મારા લખાણમાં મેં દેશમાં હાલમાં જોવા
આવતા મામલાના સંબંધમા સખ્ત નાપસંદગી બતાવી છે.
લખને મને આ મામલા સંબંધી ટીકા કરતી વખતે સ

કામ સામે નાપસંદગી બતાવવીજ પડે, એવી ના પસંદગી નહીં બતાવવા દેવામા આવે તથા સરકારની ખામીઓ નહી બતાવવા માં આવે તો દેશનો મામલો કેવી રીતે સુધરવા પામે ? ફક્ત એવુ લખાણ કરનાથી કાંઇ સરકારને ધીક્કારમા લાવવાની કોશેશ કીધેલી ગણાશે નહી કમનસીબે ૧૨૪ क કલમમા જણાવવામા આવ્યુ છે કે નાપસંદગીની ટીકા એવી રીતે કરવી જોઇએ કે જેથી વ ચનારના મગજમા ધીક્કાર કે અસંતોષ ઉભો થાય નહી. પણ નાપસંદગી બતાવ્યાથી કાંઇ પણ ખરાબ લાગણી ઉત્પન્ન વગર રહે નહી, એ તો દેખીતુ જ છે, કે જેમ એક માણસ સામે આપણે કાંઇ બોલના તેનો આપણી ઉપર ગુસ્સો થોડે કે ઘણો ઉત્પન્ન થયા વગર રહેતો નથી

## મોટા અમલદારોના વર્ગનો અમલ.

મોટા અમલદારી વર્ગના હાથમા દેશનો કારોબાર આવી પડયો છે. તે અમલ કહાડી નાખવા કહેવુ તે શુ હીંદ ઉપરનો અંગ્રેજી અમલ કહાડી નાખવાનુ કહેવા બરાબર છે ? હુ જાણું છુ કે મોટા અમલદારો તેમજ કહેશે પણ તેઓનો અમલ કહાડી નાખીને તેની જગાએ લોકોના વીચાર આચાર વધારે સારી રીતે રજુ કરનારો અમલ દાખલ કીધાથી અંગ્રેજી અમલ તોડી નાખવાની કોશેશ કીધેલી કેની રીતે ગણાશે ? અલબત્ત હું જાણુ છુ કે તમો જુરીના ગૃહસ્થો એ બાબતમા મારી સાથે મળતા થશો નહી. પણ મત ફેર તો હોય તેથી શુ આપણા વિચારો જાહેર

નહીં કરીયે ? એવી રીતે વીચારો જાહેર કીધા વગર દેશમાં ધારા કેવી રીતે દાખલ થઇ શકે ? નામદાર જજ મી. બેટીએ તાના એક ચુકાદામાં ખોલ્લી રીતે જણાવ્યું છે કે જે આકા. હાલનું રાજ્ય બંધારણ રચવામાં આવ્યું છે તે કહાડી નાંખી બંધારણ જુદું બનાવવું જોઇએ છે. એવું કહેનાર કાંઈ સરકારનો દુશ્મન ઠરતો નથી. ધારો કે ઇગ્લાંન્ડમાં એક જણ લખે કે ચોકસ અંકુશ સાથેના રાજાનાં વડપણ હેઠળ પણ એક રાજ બં રાખવું જોઇતું નથી, તો ફકત એટલું લખવા માટે તે લખન કાંઇ ફીતુરી ઠરતો નથી. એક પ્રખ્યાત રાજદ્વારીએ જણાવ્યું છે એમ કહેવું કોઇ પણ રીતે ફીતુરી નથી, ફકત એકલા લખ ઉપરથીજ એક માણસના એરાદાનું તમારે અનુમાન કરવું જોઇતું નથી. ખાસ કરીને હાલના જેવા મુકદમામાં કે જ્યાં તમને મરા કોમની લાગણીનો ખ્યાલ નથી ત્યાં એકદમ તમારે અનુમાન એ ચવું જોઈતું નથી, કે ચોકસ પ્રકારના સખ્ત લખાણથી મરા કોમમાં સરકાર સામે ધીક્કારની લાગણી ઉત્પન્ન થવી જોઇએ. વખત તથા સંજોગ વચ્ચે લખાણ કરવામાં આવ્યું છે તે ઉ તમારે વધારે ધ્યાન આપવું જોઇએ છે, જે લોકો માટે લ લખવામાં આવ્યું છે તેઓની મગજની સ્થિતિ કેવી છે તે વીષે ફરયાદ પક્ષ તરફથી તમને કાંઇ પણ જણાવવામાં આવ્યું : હીંદ એકજ પ્રજાનો બનેલો દેશ નથી. મરાઠી લખાણ એકલા રાઠા લોકો વાંચશે અને તે લોકો ઉપર તેની અસર થશે, અસર કેવી થશે તેને લગતી કાંઇ વીગતો તમો સન્મુખ મૂકે ..

ાવી નથી. આથી તમો જણાવી શકશો કે "અમો સન્મુખ કાંઇ વી
તો મુકવામાં આવી નથી જેથી અમો આરોપીને ગુન્હેગાર ઠરા
 શકતા નથી."

## લખાણનું પરીણામ ખમવાની તૈયારી.

હવે ૧૫૩ ક. કલમ ઉપર હું આવીશ તેમાં ખુલ્લું જણા
વામાં આવ્યું છે કે ખાલી ઇરાદો નહી પણ શત્રુવટ ભરેલો ઇ
દો એક લખાણ ફીતુરી પુરવાર કરવા માટે બતાવવો જોઇએ છે.
કત ચોકસ શબ્દો અથવા લખાણ સખ્ત ભાષામાં લખ્યું હોય
 ઉપરથી જો શત્રુવટ ભરેલો ઇરાદો લખનાર . રાખે છે એવું
રવાર થઇ શકતું હોય તો તેટલું કોઇ પણ સહેલથી કહી શકે.
કત સખ્ત લખાણજ ફીતુરી લખાણ ગણાતું હોય તો કોઇપણ
જ્જ ફકત લખાણ સખ્ત છે એવું જરૂર જણાય તો એક શબ્દ
ષનો ઉપયોગ કરી પોતાની ખાતરી કરી લઇ ચુકાદો આપી શકે.
ણ જજ્જને મદદ કરવા માટે જુરી આપવામાં આવે છે તેની
તલબ એ છે કે સાધારણ લોકોમાંના કોઇપણ બાર શખ્સ લખા
ના સંબંધમાં કેવી લાગણી ધરાવે છે? તે જાણી શકાય. આથી
મારે આસપાસના સંજોગો જોઇ લોકોમાં શત્રુવટ ભરેલી
ાગણી ઉશ્કેરાય એવું છે કે કેમ ? તે જોયા પછીજ ચુકાદો આ
વાનો છે. તમો વખતે મારા વીચારો સાથે મળતા થઇ શકશો
હી. હું જાણું છું કે જુદી જુદી કોમો જુદા વીચારો ધરાવે
. પણ મારી કોમ શું વીચારો ધરાવે છે તે જાહેર કરવાની એક
હેર લેખક તરીકેની મારી ફરજ બતાવવાની હતી અને તે મેં

નહીં કરીયે ? એવી રીતે વીચારો જાહેર કીધા વગર દેશમાં ધારા કેવી રીતે દાખલ થઇ શકે ? નામદાર જજ મી. બેટીએ તાના એક ચુકાદામાં ખોલ્લી રીતે જણાવ્યું છે કે જે આકાર હાલનું રાજ્ય બંધારણ રચવામાં આવ્યું છે તે કહાડી નાંખી ર. બંધારણ જુદું બનાવવું જોઇએ છે. એવું કહેનાર કાંઈ સરકારનો દુશ્મન ઠરતો નથી. ધારો કે ઇગ્લાંન્ડમાં એક જણ લખે કે ચોકસ અંકુશ સાથેના રાજાનાં વડપણ હેઠળ પણ એક રાજ બંધા. રાખવું જોઇતું નથી, તો ફક્ત એટલું લખવા માટે તે લખના કાંઇ ફીતુરી ઠરતો નથી. એક પ્રખ્યાત રાજદ્વારીએ જણાવ્યું છે એમ કહેલુ કોઇ પણ રીતે ફીતુરી નથી, ફક્ત એકલા લખ ઉપરથીજ અક માણસના એરાદાનું તમારે અનુમાન કરવું જોઇ નથી. ખાસ કરીને હાલના જેવા મુકદમામાં કે જ્યાં તમને ચગી કોમની લાગણીનો ખ્યાલ નથી ત્યાં એકદમ તમારે અનુમાન ચવું જોઇતું નથી, કે ચોકસ પ્રકારના સખ્ત લખાણથી મર કોમમાં સરકાર સામે ધીક્કારની લાગણી ઉત્પન્ન થવી જોઇએ. કે વખત તથા સંજોગ વચ્ચે લખાણ કરવામાં આવ્યું છે તે ઇ. તમારે વધારે ધ્યાન આપવું જોઇએ છે, જે લોકો માટે લ લખવામા આવ્યુ છે તેઓની મગજની સ્થિતિ કેવી છે તે ફરયાદ પક્ષ તરફથી તમને કાઇ પણ જણાવવામાં આવ્યું ન હીંદ એકજ પ્રજાનો બનેલો દેશ નથી, મરાઠી લખાણ એકલા રાઠા લેકો વાંચશે અને તે લોકો ઉપર તેની અસર થશે, અસર કેવી થશે તેને લગતી કંઇ વીગતો તમો સન્મુખ મ-

નથી. આથી તમો જણાવી શકશો કે "અમો સન્મુખ કાંઇ વી મુકવામાં આવી નથી જેથી અમો આરોપીને ગુન્હેગાર ઠરા શકતા નથી."

## લખાણનું પરીણામ ખમવાની તૈયારી.

હવે ૧૫૩ ક. કલમ ઉપર હું આવીશ તેમાં ખુલ્લું જણા આવ્યું છે કે ખાલી ઇરાદો નહી પણ શત્રુવટ ભરેલો ઈ એક લખાણ ફીતુરી પુરવાર કરવા માટે બતાવવો જોઇએ છે. ચોકસ શબ્દો અથવા લખાણ સખ્ત ભાષામાં લખ્યું હોય ઉપરથી જો શત્રુવટ ભરેલો ઇરાદો લખનાર રાખે છે એવું ર થઇ શકતું હોય તો તેટલું કોઇ પણ સહેલથી કહી શકે. સખ્ત લખાણજ ફીતુરી લખાણ ગણાતું હોય તો કોઇપણ ફકત લખાણ સખ્ત છે એવું જરૂર જણાય તો એક શબ્દ યનો ઉપયોગ કરી પોતાની ખાતરી કરી લઇ ચુકાદો આપી શકે. જજને મદદ કરવા માટે જુરી આપવામાં આવે છે તેની ણ એ છે કે સાધારણ લોકોમાંના કોઇપણ બાર શખ્સ લખા સંબંધમાં કેવી લાગણી ધરાવે છે? તે જાણી શકાય. આથી મારે આસપાસના સંજોગો જોઇ લોકોમાં શત્રુવટ ભરેલી ી ઉશ્કેરાય એવું છે કે કેમ? તે જોયા પછીજ ચુકાદો આ નો છે. તમો વખતે મારા વીચારો સાથે મળતા થઇ શકશો હી. હું જાણું છું કે જુદી જુદી કોમો જુદા વીચારો ધરાવે પણ મારી કોમ શું વીચારો ધરાવે છે તે જાહેર કરવાની એક હેર લેખક તરીકેની મારી ફરજ બતાવવાની હતી અને તે મેં

રાર હાલમાં પુરેપુરી સ્વીકારવામાં આવે છે. અને કાયદા
એવા મુકદમાઓમાં જુરીની મદદ લેવાની ગો
રાખવામાં આવી છે તથા જુરીને માથે એ ર
ત્તમાં ચુકાદો કાયદાની નજરે નહી પણ આસપાસના સંજો
ધ્યાનમાં લઇ આપવાની ફરજ નાખવામાં આવી છે. સને ૧૭૯૨
નો કાયદો જુરીને મોટી સત્તા આપનારો છે. ઈંગ્લાંડમાં હાલમાં
જજ જુરીને મુકદમાની કેફીયત સમજાવતાં આરોપી ગુન્હે
ગાર ગણાવો જોઇએ કે કેમ ? તથા એક કામ કરવામાં તેનો ઈરા
દો ગુન્હા ભરેલો હતો કે કેમ ? તે જજ કદી જણાવતો નથી, પણ
તેનો ફડચો કરવાની સત્તા જુરીને છે એવું ગણી એ બાબત
ઉપર પોતાના વીચાર આપવાથી અલગ રહે છે. તે ફકત
કદમામાં રજુ કરવામાં આવેલી કઇ જુબાની મુકદમા સાથે
બાંધબેસ્તી છે તે ઉપર જુરીનું ધ્યાન ખેંચી તે ઉપરથી
નુમાન ખેંચી ચુકાદો આપવાનું જુરીની પોતાની ઉપર છે
છે. જો લોકમાંથી લેવામાં આવેલા ગમે તે દસ જણની
જુરી તકરારી લખાણ કરવામાં મારી નેમ ગુનાહભરેલી એકમતે
ઠરાવે તો મારે તે ચુકાદો માન્ય રાખવો જોઇએ. છે
તે સામે મારાથી એક બોલ પણ બોલી શકાય નહી. સારે
બે હીંદમાં પણ ઈગ્લાંડ જેવોજ કાયદો છે. મારો મુકદ
અહીંયા મુંબઈમાં લાવવામાં આવ્યો છે. તે જોઇ હું ખુશી
કારણકે અહીંણા મારા મુકદમાની જુરી મારફતે તપાસ ચલા

વામાં આવે છે અને બીજા મથકોની માફક જીલા મેજીસ્ટ્રેટ મારફતે ચલાવવામાં આવી નથી.

## છાપાનાં છુટાપણાંનો સ્વાલ,

ઇંગ્લાન્ડમાં સને ૧૭૯૨ નો કાયદો પસાર કરવામાં આવ્યા પછી ચલાવવામાં આવેલા એક ફીતુરીના મુકદમામાં જોન રીડ નામના એક લેખક સામે કામ ચલાવવામાં આવ્યું હતું. આરોપી પારલામેંટનું અંકુશવાળું રાજ્ય પસંદ કરતો હતો નહીં તે આગળના જેવો રાજા હેઠળનો આપખુદ અમલ સ્થાપાયલો જોવા ઇચ્છતો હતો. જુરીએ આ બાબતમાં એવો ચુકાદો આપ્યો હતો કે જો કે અમો ચોપાન્યામાં દર્શાવેલા વીચારો સાથે મળતા નથી. પણ તે છતાં એ ચોપાન્યું ગ્રંથકાર પ્રમાણીકપણે જે સુધારા થયેલા જોવા ઇચ્છતો હતો તે દર્શાવવા માટે બાહેર પાડેલું હોવાથી તથા તેની નેમ પ્રમાણીક હોવાથી અમો આરોપીને બીનતકસીરવાર ઠરાવીએ છીએ. આ મુજબજ મારૂં લખાણ સુધારા કરવાની રૂડી નેમ રાખી કરવામાં આવ્યું હતું કે કેમ તે વાત ધ્યાનમાં રાખી તમો તમારો ચુકાદો આપજો. તમો મારાકરતાં જુદો જઅભિપ્રાય વખતે ધરાવતા હશો, પણ તમારે જોવાનું એ છે કે તે અભિપ્રાય દર્શાવવામાં મારી નેમ પ્રમાણીક છે કે કેમ ? તમો મારા વિચારો દર્શાવવા માટે મને તકસીરવાર ઠરાવશો તો તેથી તમો જેમ મારા વીચાર દર્શાવવાનું છુટાપણું છીનવી લેશો તેમજ તમો પણ તમારા વીચારો દર્શાવવાનું છુટાપણું ગુમાવશો. કારણ કે તમારા ચુકાદાનો અર્થ એજ થશે કે એક શખ્સ પોતાના વિચારો

જ છે કે લડત ચલાવવામાં મારી નેમ પ્રમાણીક છે કે કેમ ?
હું એક અમેરિકન કાયદો તમો આગળ ટાંકી બતાવીશ. ત્યાં
આપખુદ અમલ તથા પ્રજા વચ્ચે મોટી લડત ચલાવી હ
હું સને ૧૭૩૫ ની વાત કરૂં છું જે વેળા અમેરિકા ઉપર
ગ્રેજી અમલ ચાલતો હતો. હીંદમાં હાલમાં મોટા અમલદાર
તરફથી જેવો આપખુદ અમલ ચલાવવામાં આવે છે. તેવોજ આ
ખુદ અમલ ત્યાં ચલાવવામાં આવતો હતો. આ મુકદમા પ્રસ
સને ૧૭૩૪ માં કોસબી અંગ્રેજી ગવર્નર હતો. તે આપખુદી
અમલ ચલાવતો હતો, ન્યુયોર્કનાં વર્તમાનપત્રોએ તે અ
ઉપર સખત નુકતેચીની કીધેલી હતી. નવેમ્બર માસમાં એક લે
કને ફીતુરી લખાણ કરવા માટે પકડી તુરંગમાં નાંખવામાં આ
હતો. તેને લખવાની ચીજો કાંઇ હાથ ધરવા દેવામાં આવી હતી
સારે નસીબે મારા સંબંધમાં તેમ કરવામાં આવ્યું નથી. પણ
તાના મદદનીશને પોતાના ઓરડાનાં બારણામાંથી પોતાના વિ
ચારો જણાવી પોતાનાં પત્રનું અધીપતી પણું ચલાવવાનું તેણે
રાખ્યું હતું. આ લેખક સામે એવો આરોપ મુકવામાં આવ્યો હતો
તેણે સરકાર સામે આડકત્રા આરોપો તથા શકમંદ ઈશારા કી
હતા. સરકારે પોતા માટે બધા હુશીયાર ધારાના હિમાયતીઓને
રાખ્યા હતા. પણ સારે નસીબે હેંસી વરસની ઉમરનો હેમ્
લટન નામનો ધારાનો હિમાયતી પ્રજાનાં છુટાપણાંને
આરોપી તરફથી હાજર થયો હતો. તેણે તકરારી લખાણ આરો
પીએ લખ્યું હતું એવું કબુલ કીધું હતું. આ ઉપરથી

કહ્યું કે આરોપી તકસીરવાર ઠરેછે, કારણ કે ફીતુરી લખાણ તેણે લખ્યું છે એટલુંજ જોવાનું રહ્યું હતું. પણ હેમીલટને જણાવ્યું કે લખાણ ફીતુરી છે એવું પેહેલે પુરવાર કરવુ જોઇએ છે. ફ્રેર યાદ પક્ષે લખાણ એટલા સબબ માટે ફીતુરી ગણ્યું હતું કે તે લખાણમાં અંગ્રેજી ગવરનર સામે હુમલો કરવામાં આવ્યો હતો, કેમકે ઇગ્લાંડના રાજકર્તાનો તે પ્રતિનીધિ હોવાથી રાજકર્તા સામેધિક્કારણતાવવા જેવું લખાણ ગણ્યું હતું અત્રે હીંદમા પણ એમજ દરેક પોલીસનું માણસ પોતાને રાજકર્તાના પ્રતિનીધિમાં ખપાવે છે. આ બાબતમાં જજજે જુરીને કહ્યું હતું. કે લખાણ કરવાનો ઇરાદો રાજ અમલમાં સુધારો કરવાનો કે બીજો કાંઇ હતો તે ધ્યાનમાં નહી લેતાં ફકત લખાણ ફીતુરી છે કે કેમ ? તે ઉપરજ ધ્યાન આપવું. પણ જુરીએ કશાની પરવાહ નહી કરતાં આરોપીને બીન તકસીરવાર ઠરાવ્યો હતો.

## મુકદમો આજે અરધો દિવસજ સાંભળવાની ગોઠવણ.

ખાણાં પછી કોર્ટ બેસતાં જુરીના ફોરમેને નામદાર જજને જણાવ્યું કે શુક્ર તથા શનીવાર ઇગ્લાંડની મેલ સ્ટીમરના આવવાના દીવસો હોવાથી એ દીવસે ઘણું કામકાજ રહેતું હોવા ને સબબે અરધો દીવસ કામ કરી મુકદમો સોમવારે સાંભળવાની ગોઠવણ કરવામાં આવે એવું અમો ઇચ્છીએ છીએ.

આ ગોઠવણ સામે મી૦ બ્રાન્સન તથા મી૦ તીલકે કાંઇ વાધો નહી લેવાથી નામદર જજે મુકદમો આજે બપોરે

અઢી વાગતે મુલતવી રાખી સોમવારે સવારે સાડા અગી'આર વાગતે તે પાછો સાંભળવાનું ઠરાવ્યું હતું.

## મી૦ તીલકનું વધુ ભાષણ.

મી૦ તીલકે તે બાદ પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે મેં જે લખાણ કીધું છે તે તદન સારી નેમથી કીધું છે એવું હું પાછળથી બતાવી આપીશ. ખરૂં જોતાં જુરીના ગ્રહસ્થો જ જજો છે, કારણ કે તેઓનેજ બધો ચુકાદો આપવાની સત્તા છે. તેઓ એક લખનારની પ્રમાણિક નેમ સમજતાં વાર લગાડતા નથી, જેથી તેઓ એકદમ કોઇને ફીતુર માટે તકસીરવાર ઠરાવતા નથી. આ સબબે ઇંગ્લાંડમાં ફીતુરી મુકદમાઓ ઘણી નજીવી સંખ્યામાં નોંધાય છે. આ દેશની જુરી પણ ઇંગ્લાંડની જુરીની નકલ કરે, તો અત્રે પણ એવા મુકદમાઓની સંખ્યા ઓછી થઇ જાય. મી૦ તીલકે તે બાદ પોતાનાં તા૦ ૯ મી જુનનાં તકરારી લખાણમાંથી એક વાકય વાંચ્યું હતું, જેમાં જણાવવામાં આવ્યું હતું કે "સરકાર જો લોકોની ફરયાદો ઉપર ધ્યાન આપશે તો આવા બનાવો ભવીષ્યમાં બનતા અટકશે." આ વાકય વાંચી મી૦ તીલકે જણાવ્યું કે મારૂં લખાણ કઇ નેમથી કરવામાં આવ્યું છે તે મેં આ લખાણમાં ખોલી રીતે જણાવ્યું છે, તે છોડી દઇ તમારે લખાણ કોઈ બીજીજ નેમથી લખવામાં આવ્યું છે એવું શા માટે માની લેવું જોઇએ ? લખાણની એવીજ મતલબ એજ લખાણમાં આવેલા જુદા જુદા ફકરાઓ ઉપરથી માલમ પડેછે.

અત્રે મી૦ તીલકે પોતાના લખાણમાથી જુદા જુદા ફકરાઓ જુરી સન્મુખ ટાકી બતાવ્યા હતા

તે બાદ તેઓએ પોતાના લખાણમાનો નીચલો ફકરો ચી સંભળાવ્યો હતોઃ— ' અંગ્રેજી પત્રો જણાવે છે કે હી વર્તમાન પત્રો, સરકારી અમલદાર વર્ગ સામે ટીકા કરેછે, થી મુઝફરપોરમા બનેલા જેવા બનાવો બનતા આપણે જોઈએ એ, આથી હીંદી પત્રોને એવી ટીકા કરતા અટકાવવા જોઈએ. શુ અંગ્રેજી પત્રોની આ ટીકા મુર્ખાઈ ભરેલી છે આ વાક્ય રથી જોવામાં આવશે કે મારૂં લખાણ અંગ્રેજી પત્રોમાં વેલી ટીકાઓનો રદીયો આપવા માટે લખવામા આવ્યું છે.

## " કેસરી " પત્રનો બોહોળો ફેલાવો.

હવે કયા સંજોગો વચ્ચે ટીકા કરવામાં આવી હતી તે પર હું તમારૂં ધ્યાન ખેચીશ મુઝફરપોરમા બોમ્બથી બે બા ઓ માર્યા જવાનો બનાવ એપ્રીલ માસની અધવચે બન્યો હતો. રે આ વાત યાદ રાખવાની છે કે મારાં " કેસરી " પત્રનો ગ્રેજી કે હીંદી પત્રો કરતા સર્વેથી વધુ ફેલાવો થાય છે. મારી જ દરરોજ બનતા બનાવો ઉપર મારા સંખ્યાબંધ વાચનારા ની લાભ માટે ટીકા કરવાની હતી. ખરૂં જોતા અશાતીના વ નમા એક જાહેર લેખકની ફરજ છે કે સરકારને જાણતાના રાજ લેના માટે અટકાવવાને જણાવવુ. આ ફરજ લગાર મુશ્કે છે પણ તે એક જાહેર લેખકને બજાવવી પડે છે. અમે કાંઈ જો ધધો નહી હોવાથી પૈસા કમાવા માટે વર્તમાનપત્રો નથી

ચલાવતા, પણ લોકોને દેશમાં બનતી વીગતોથી વાકેફ કરવાની મતલબથી ચલાવીયે છીએ. એક લેખકને 'બનતા બનાવો ઉપર તુરતા તુરત વીચારો આપવા પડે છે. આજે એક બનાવ બને અને તે બનાવ બન્યા પછી આવતી કાલે પત્ર પ્રગટ થવાનું હોય તો જે દિવસે બનાવ બને તે ઉપર તેજ દીને તુરતા તુરત નુક્તેચીની કરવી પડે છે. તેમાં દર્શાવેલા વિચારો વખતે ભુલ ભરેલા પણ હોય. પણ તે છતાં દરરોજ બનતા બનાવો ઉપર નુકતેચીની તો કરવી પડે છે. આ ટીકા એક જાહેર ફરજ તરીકે ગણી લોકોને ખરો માર્ગ બતાવવા માટે કરવામાં આવે છે. આ ફરજ બજાવતાં લખાણમાં અહીં તહીં કાંઇ એવા ફકરા આવે કે જેથી લોકોમાં ઉશ્કેરણી ફેલાવાનો સબબ રાખવાનું કારણ મળે તો ફક્ત તેજ ઉપરથી મારી પ્રમાણિક નેમ ઉપર શક લઇ જવાનું ઘાતકી ગણાશે. આ ટીકા કરતાં હું અત્રે જણાવીશ કે મારાં લખાણમાંના કોઇ પણ ફકરાઓથી ઉશ્કેરણી ફેલાઇ હોય એવું હું માનતો નથી. તે ઉપરાંત મે આ લખાણ કીધું હતું તે વેળા બીજાં પત્રો શું વીવેચન કરતાં હતાં તે હું તમો સન્મુખ રજુ કરીશ. તે ઉપરથી મારી લખાણ કરવાની નેમ શું હશે ? તે તમો સમજી શકશો. આ લખાણ લખતી વેળા મારી સન્મુખ મુઝફ્ફરપોરના બનાવ ઉપર કરવામાં આવેલી ટીકાઓવાળાં વર્તમાનપત્રો પડેલાં હતાં, જેમાં આવેલી તકરારોનું મને ખંડન કરવાનું હતું. એજ રીતે ઇંગ્લાંડનાં પત્રો કામ લે છે. ઇંગ્લાંડમાં વર્તમાન પત્રો લીબરલ, કોન્ઝરવેટીવ, સોશીએલીસ્ટ વગેરે જુદા જુદા પક્ષનાં

ય છે. તેઓ જુદી જુદી રીતે નુકતેચીની કરે છે, ખુદ લડાઇની
ળા કેટલાંક પત્રો જે લડાઇની તરફેણનાં હતાં તેઓ લડાઇની
રોજ મળતી રહેતી ખબરો ઉપર તે મતલબના ટીકા કરતાં
તાં, જ્યારે બીજાં લડાઇના કામ સામે નાપસંદગી બતાવનાર
કા કરતાં હતાં.

## મુઝફ્ફરપોરવાળા બોમ્બ ફેંકવાના બનાવ ઉપર નુકતેચીની.

મુઝફ્ફરપોરમાં બનેલા બનાવ સંબંધમાં બે જાતની ટીકા
તી હતી. એ બનેલો બનાવ ખેદકારક હતો તે વીશે તો કાંઇ
ાલ નહીં હતો. પણ આ બનાવ અસાધારણ હતો તથા તે અટ
વવા તથા તેનું કારણ દર્શાવવા માટેની નુકતેચીનીઓ બધાં
ો તરફથી કરવામાં આવી હતી. હવે આ બનાવ બન્યા પછી
બન્યું ? અને એ વેળા અંગ્રેજી પત્રો કેવી ટીકા કરતાં હતાં ?
હું તમને જણાવીશ. પણ પ્રથમ હું એક દાખલો આપીશ. એમ
રો કે એક કલબમાં કોઇ બાબત ઉપર તકરાર ચાલી છે, તેમાં હું
ગ લઉં અને બીજા સભાસદોએ કીધેલાં ભાષણનું ખંડન કર
માટે હું ભાષણ કરૂં, તે એટલું ભાષણ સાંભળી તે ભાષણ ઉપ
જ તમો મારા વીચારોના સંબંધમાં કાંઇ અનુમાન બેચો તો તે
ભરેલું આવશે. તમો ખરૂં અનુમાન તો મારી આગળના સ
સદોએ કીધલાં ભાષણોમાં શું બોલાયું હતું તે ઉપર પણ વી
ર કર્યા પછીજ આપી શકો.

હવે બૉમ્બને લગતાં મારાં લખાણ ઉપર હું આવીશ. બૉમ્બ

ના બનાવના સંબંધમાં મેં એકલાએજ વીવેચન કીધું નથી. બધાં પત્રોએ લખ્યુછે. "પાયોનીયરે" "બોમ્બની ખસીઆત" ઉપર લખ્યું હતું, મેં બોમ્બના ભેદ ઉપર લખાણ કીધું હતું "પાયોનીયર" નાં તથા મારાં લખાણોમાં ભિન્ન ભિન્ન વીચારો દર્શાવવામાં આવ્યા છે, પણ તેની સાથે તમને કંઈ કામ નથી. તમને એટલું જ જોવાનું છે કે જેમ "પાયોનીયર" ને બોમ્બની એક બાબતના સંબંધમાં લખાણ કરવાનો હક્ક હતો, તેમ મને બીજી ના સંબંધમાં હક્ક હતો. બોમ્બના સવાલના સંબંધમાં મારી ફરજ મારી કોમના વીચારો બાહેર પાડવાની હતી. તે વીચારો દર્શાવવાનો મારો હક્ક નાપાડવામાં આવે તો પછી વર્તમાન પત્રોની શું જરૂર રહી ? મુઝફરપોરના આ ખેદકારક બનાવના સબબોના સંબંધમાં મત ફેર પડયો છે, પણ ખુદ આ બનાવ ખેદકારક છે તે વીશે તો કાંઇ શક નથી. આ બનાવ ખેદકારક છે એમ હું હમણાજ કહેતો નથી. પણ હું પહેલેથીજ કહેતો આવ્યો છું. એ બનાવને લગતું મારું એક લખાણનું મથાળુંજ મેં "દેશનું દુર્દવ્ય" એવું કીધેલું તમો જોશો. આ બાબતમાં મત ફેર બોમ્બ ફેંકવાના સબબોના સંબંધમાં ફકત પડયો છે. બનાવ માટે કેટલાકો ખુદ હીંદી પ્રજાકીય કોંગ્રેસને બદનામ કરવા લાગ્યા હતા. તેઓ જણાવતા હતા કે કોંગ્રેસમાં થયેલાં ઉશ્કેરણી ભરેલા ભાષણોનું તે પરિણામ હતું. કેટલાકોએ જણાવ્યું હતું કે એ બોમ્બના બનાવ માટે આકળા વીચાર ધરાવનારો જોખમદાર છે. "ઇંગ્લીશ મેન" "પાયોનીયર" "ટાઇમ્સ

" ઓફ ઇંડીયા " " લંડન ટાઇમ્સ " વગેરે પત્રો એવા વીચારો દર્શાવવા લાગ્યાં હતાં, તથા સરકારને ભલામણ કરવા લાગ્યાં હતા કે કોંગ્રેસ જેવા મંડળને તથા આકાળા વીચાર ધરાવનારા પક્ષને નખ્ત હાથે દાબી દેવાં જોઇએ છે. હવે તમો જો મારી સ્થિતીમાં હતે, તો તમો એવી વખતે શું કરતે ? તમે કરવામાં આવેલી એવી ભલામણ સામે મરાઠીમાં મજબુત વીચારો શું નહિ દરશાવતે ? આવી કરવામાં આવેલી ભલામણ સામેમારી મરાઠી કોમની લાગણીજ નહી પણ આખી હીંદી કોમની લાગણી મેં મારાં લખાણુમાં દર્શાવી હતી, મેં આ લખાણ હીંદી કોમને ઉશ્કેરવા માટે નહી પણ હીંદી કોમ એ બાબતમાં શું વિચારો ધરાવે છે, તેથી સરકારને વાકેફ કરવાની મતલબથી કીધું હતું, આ મારો બચાવ છે અને આ મુકદમાનો ચુકાદો આપવા માટે તમને એ બચાવ ઉપરજ ધ્યાન આપવું જોઇએ છે,

### પોતાની ભુલ નહિ જોઇ શકતાસરકારી અમલદારો

હવે હીંદી પ્રન્તકીય કોંગ્રેસના સંબંધમાં હું કહીશ, કે આ મંડળની નેમ સરકારી મોટા અમલદારોના વર્ગનો હાલમાં હીંદ ઉપર અમલ ચાલે છે તેમાં સુધારા કરવાની રાખવામાં આવી છે. હવે મોટા સરકારી અમલદારોનો વર્ગ કેવી રીતે કામ કરે છે તે હું તમને જણાવીશ. એક મેજની આસપાસ દશ જણ બેઠેલા હોય તેઓને પોતાની સંખ્યા જણાવવાને કહેવામા આવતાં દરેક જણ પોતાને ભુલીજઇ નવજ જણની સંખ્યા જણાવે, તેવી રીતે

મોટા સરકારી અમલદારોનો વર્ગ કામ કરે છે. મોટા અમલદારોનો વર્ગ કહે છે કે દેશમાં અશાંતી ચાલતી હોવાનો કાંઇ સબબ તે જોઇ શકતા નથી. તે કહે છે કે અંગ્રેજી અમલ ઘણો ઉદાર દીલનો છે, લોકો તેથી સંતોષ પામ્યા છે, તથા લોકોને અસંતોષી બનવાનું કાંઇ કારણ જણાતું નથી. ફકત કારણ એટલુંજ જણાય છે કે થોડાક ફીતુરીઓ ભાષણ તથા લખાણ કરી દેશમાં અસંતોષ ફેલાવે છે. પણ મેજની આસપાસ બેઠેલા શખ્સો પોતાને ગણવાનું ભુલી જાય છે. તેમ મોટા સરકારી અમલદારો પોતાનો આપખુદ અમલ દેશની અશાંતીનો સબબ છે. તે સમજવાનું ભુલી જાય છે. હવે આપણે અસલ બાબત ઉપર આવીએ. બોમ્બ ફેંકવાના સબબો શું છે તથા તે અટકાવવા માટેના ઇલાજો શું લેવા જોઇએ છે ? મેં સબબ જણાવ્યા છે- અને હવે હું ઇલાજ લેવાના સંબંધમાં બોલીશ. એ બાબત ઉપર મેં જે લખાણ કીધું છે. તે કરતી વેળા પ્રથમ હિંદી પત્રોમાં આવેલા તથા પાછળથી અંગ્રેજી વર્તમાનપત્રોમાં આવેલા વિચારો ઉપર અને તે પછી વર્તમાનપત્રોને લાગતા તથા દારૂ ગોળા જેવી ફાટી ઉડનારી ચીજોને લગતા કાયદાઓ ઉપર બીજા પત્રોએ જે વિચાર દરશાવ્યા હતા તે ઉપર મેં મારા પ્રમાણીક અભીપ્રાય મુજબ નુકતેચીની કીધી હતી. હું તમોને સવાલ પૂછીશ કે તમો જાહેર લેખક હો તો શું ચાલુ બનાવો ઉપર તમો નુકતેચીની નહી કરો ? શું તમો ચાલુ બનાવો ઉપર નુકતેચીની કરવાનું છોડી દઇ ઇજીપ્તમાં પુરાણી ચીજોની કરવામાં આવેલી

ાંધખોળો ઉપર વિચાર દર્શાવવાને બેસી જતઓ ? મારી ઉપર
ા આરોપ સાબીત કરવા માટે મારાં લખાણ ઉપરાંત આ બધા
જોગો તમો સન્મુખ મુકવાને બદલે, બલકે લખાણમાના કયા
કરાઓ ફીતુરી છે તે દરર્શાવ્યા વગર ફકત આખું લખાણ
મો સન્મુખ મુકી મને તકસીરવાર ઠરાવવાને તમને જણવવા
ાં આવ્યુ છે.

### અસંતોષકારક તરજુમો.

ારા મરાઠી લખાણનો ઘણી ખરાબ રીતે તરજુમો કરવામાં
ાવ્યો છે તથા તે ઉપરથી મને તકસીરવાર ઠરાવવાને તમને
ણાવવામાં આવ્યું છે. મારાં લખાણનો તરજુમો કેવી રીતે ક
વામાં આવ્યો છે ? હું કહીશ કે અંગ્રેજી કે મરાઠી સમજ્યા
ગર મરાઠી વાકયને અંગ્રેજી વાકયમાં મુકી દેવામા આવ્યું છે
રાઠીમાં આ સાધારણ કહેવત છે કે " એક દોરડાંને ભુલથી
રપ સમજી તેને મારવા દોરતા ના " એ વાકયનો તમો સન્મુ
ખ રજુ કરવામાં આવેલા સત્તાવાર અંગ્રેજી તરજુમામા એવો
આપવામાં આવ્યો છે, કે એક દોરડાને સરપ છે એવું
હી તેને માર્યા કરવામાં કાંઇ સાર નથી. મેં ઉપર ખરા તરજુમો
ાપ્યો છે તે સાથે આ સરખાવતાં આ તરજુમો કેટલો બેહુદો
કે તે તમો તુરત સમજી શકશો. અંગ્રેજી બોલ " એ કીંગ " નો
ાઇ પણ રાજા એટલે ગજકર્તા એવો અર્થ કરવાને બદલે દેશના
ાલના રાજા એવો અર્થ કરી દેવામાં આવ્યો છે " કીલ " એટલે
ારી મારી નાંખવું તેનો અર્થ એસેશનેશન એટલે ખુન કરવું

એવો કરવામાં આવ્યો છે. એવો ભુલાવો ખવરાનારો તરજુમો કરી તે ઉપરથી તમને મને તકસીરવાર ઠરાવવાને જણાવવામાં આવ્યું છે. એવી રીતનો તરજુમો કરવામાં આવે ત્યારે તો તે ઉપરથી કોઇપણ લખાણને રીતુરીના વર્ગમાં સહેલાઇથી લાવી શકાય.

## ચુપકીદી જાળવવા માટે નામદાર જજે આપેલી ચેતવણી.

મુંબઇમાં ભરવામાં આવેલાં પ્રદર્શનમાં "લાફીંગ ગેલરી" નામની ગમત પુરી પાડવામાં આવી હતી. તેની મુલાકાત લેનારાઓને યાદ હશે કે આ લાફીંગ ગેલરીમાં મુકવામાં આવેલી છબીઓમાં જોનારનો ચેહેરો કદરૂપો બની જઇ વાંદરા વગેરે જાનવરો જેવો દેખાતો હતો. આથી મોટી હસાહસ દોસ્તો વચે ગઇ રહેતી હતી. જ્યાંસુધી એ લાફીંગ ગેલરી હસવા માટે પ્રદર્શનમાં મુકવામાં આવી હતી, ત્યાં સુધી તે એક ગમત આપનારી ચીજ હતી, પણ જ્યારે તે 'લાફીંગ ગેલરી' ના જેવી ગમત તરજુમા વાંકાચુકા કરી અત્રે કરી બતાવવામાં આવેછે ત્યારે તે મારા જેવા આરોપી માટે ઘાતકી જેવું થઇ પડેછે. તે બાદ તરજુમો ભુલ ભરેલો કરવામાં આવ્યો છે, તે બતાવવા માટે કેટલાક વધુ દાખલાઓ આપી મી૦ ટીલકે જણાવ્યું કે આ તરજુમો ખોટો કરવામાં આવ્યો છે, તો તેને બદલે નવો તરજુમો તમોં સન્મુખ રજુ કરવાની મારી કાંઇ ફરજ નથી. મેં તો મરાઠી ભાષામાં લખાણ કીધું છે. ખુદ તે લખાણ રીતુરી હોય તો તેમાટે મને જવાબદાર ગણવો જોઇએ છે. પણ તેના ખોટા અંગ્રેજી

તરજુમા ઉપરથી મને તમો તકસીરવાર ઠરાવી શકો નહી. મેં
મી૦ જોશીની જુબાની લેવામાં આવતી હતી તે વેળા મી૦ બ્રા
સનને પૂછયું હતું કે તમો તરફથી રજુ કરવામાં આવેલો
રજુમો ખોટો નથી એવું બતાવવા માટે તમો મી૦ જોશી
ઉપરાંત બીજો કોઇ સાક્ષી બોલાવશો કે? અથવા બીજો ખરો તર
જુમો તમો અત્રે રજુ કરશો કે? તેના જવાબમાં તેણે જણાવ્યું
કે હું બેમાનું એક પણ કરનાર નથી. વખતે એમ કહેવામા આ
વશે કે આ તરજુમો ખોટો હોયતો મારે પોતે ખરો તરજુમો
કરી તે રજુ કરવો જોઇએ. પણ મારે તે કામ શા માટે કર
વું જોઇએ ? હું શા માટે તરજુમા આતાનુ કામ કરી સરકારને
મફતમાં તરજુમો પુરો પાડું ?

મી૦ તીલકની આ ટીકાથી કોર્ટમાં હસાહસ થઇ રહી
હતી, જે ઉપરથી નામદાર જજજે ચેતવણી આપી હતી કે તમાસ
ગીરો જો ગંભીરતા નહી જાળવશે તો કોર્ટમાંથી બધાને બા
હેર કહાડવામા આવશે, આ ધમકીની તમાશગીરો ઉપર અસર
થઇ હતી. તથા બાકીનું ભાષણ પુર ગંભીરાઇથી સાંભળવામાં
આવ્યુ હતું.

મી૦ તીલકે તે બાદ આગળ ચાલતા જણાવ્યું કે મારી
ગરજ ફકત તરજુમો ખોટો છે એવુ બતાવવાની છે. કારણ કે
કાયદો એવું જણાવે છે કે જો એવું બતાવવામાં આવે કે આરો
પ ઉપર જે આધારે કામ ચલાવવામાં આવ્યું હોય ને મોટે
ભાગે ખોટું જણાય તો આરોપીને છોડી દેવો જોઇએ છે. હવે

હું તરજુમો કેટલો ખોટો છે તે બતાવવા માટે આખું મર
લખાણ હાથમાં લઈ તેના જુદા જુદા ફકરા ટાકી બતાવી તે
ખોટો અંગ્રેજી તરજુમો કેવી રીતે કરવામાં આવ્યો છે
તમને બતાવીશ, તમો જુરીના ગૃહસ્થોમાંના કોઈ મરાઠી
યા જાણતા હોય તો તા૦ ૧૨ મી મેનું અસલ મરાઠી લખા
તમારા હાથમાં મૂકી કયા બોલો ખોટા છે તે હું બત
વતા જઈશ.

અત્રે જુરીના ફોરમેને મરાઠી નકલ માગતાં મી૦ તીલ
નવ ન.લો જુરીના ગૃહસ્થોને પુરી પાડી હતી.

તે પછી મી૦ તીલકે જુદા જુદા બોલો ટાકી તેના અ
ગ્રેજી તરજુમામા તે માટે કેવા બોલો મુકવામાં આવ્યા હત
તથા તેને બદલે કેવા મુકવા જોઈતા હતા તે થોડાક બત.
પછી વધુ બતાવવાનું બીજા દીવસ ઉપર મુલતવી રાખ્યું હ

નામદાર જજજે જણાવ્યું કે જુરીના જે ગૃહસ્થો મરા
સમજતા હોય તેઓને બાકીના ગૃહસ્થોને અંગ્રેજી ત...
કેવો થવો જોઈએ તે સમજાવવાનો હક્ક છે, તથા તેવોજ
આરોપી પણ ધરાવે છે. પણ જે જુરીનો ગૃહસ્થ મરાઠીનો
નહી સમજતો હોય તેને તેની સમજણ કોઈ બહારના માણ
પાસેથી મેળવવાનો હક્ક નથી.

આ પછી કોર્ટ બીજા દિવસના સવારે સાડા અગી
વગતા સુધી મુલતવી રહી હતી.

---

# પાંચમો દિવસ

## મી. તીલકનું વધુ ભાષણ

નામદાર જજે બેઠક લેતાં મી. તીલક પોતાનું ગ
પરમનું મુલતવી રહેલું ભાષણ આગળ ચલાવ્યું હતું. તેઓએ
જણાવ્યું કે ગઇ કાલે મેં તમને જણાવ્યું હતું તેમ તકરારી લખ
ણ કરવામાં મારી મતલબ તે વેળા ચાલતી નુકતેચીનીમાં માર
તરફથી ભાગ લેવાની હતી. બીજું એ કે મેં મારી મરાઠી કે
મના લાભ માટે આ લખાણ કીધું હતું તથા ત્રીજું એ કે જે ટીક
તે વેળા મુજફરપોર ખાતે બોમ્બ ફેંકવાના બનેલા બનાવના સંબ
ધમાં કરવામાં આવતી હતી તેનો રદિયો આપવાની મેં કોશેશ કીધ
હતી મેં ગઇ કાલે જણાવ્યું હતું કે મારાં લખાણની ફક્ત મરાઠ
કોમ ઉપરજ અસર થાય એવું હતું, કારણ કે મારૂં મરાઠી પ
ફક્ત મરાઠી ભાષા સમજતા આસામીઓજ વાંચે છે. તમને મે
જણાવ્યું છે એ બધા સંજોગો ઉપરથી તમારે જોવાનું છે કે લખાણ
કરવામા મારો એરાદો તથા નેમ શું હતી. તમો આસુકદમાં
ચુકાદો આપો તે આગમચ તમારે કાયદામાં જણાવવામાં આ
છે તેમ એક કામ કરનારની આસપાસના સંજોગો શું હતા તે
પાસેવાનું છે. હું થોડા વખતમાં કેટલાંક વર્તમાન પત્રોના ફક
વાંચી બતાવીશ જે ઉપરથી જણાશે કે તે વખતે, મારી આસ
સના સંજોગો કેવા હતા. એક જાહેર લેખક તરીકે મેં મારીફર
વિચારી હતી, કે, જે ટીકા અંગ્રેજી પેપરોમાં થની હતી,તે

દેશના લાભની આડે આવે એવી હોવાથી તેનો રદયો આપવો તથા સરકારને ખરો માર્ગ બતાવવો. હીંદમાં આ સવાલના સંબંધમાં મોટા સરકારી અમલદારોનો વર્ગ તથા હીંદી પ્રજાકીય કોંગ્રેસ વર્ગ એવા બે તડો પડી ગયાં હતાં. આ તડાં પડવાના સબબ બંનેના લાભો અથડામણમાં આવતા હોવાનો હતો કે જે સબબે ઇંગ્લાંડમાં કોન્ઝરવેટીવ તથા લીબરલ એવાં બે તડો પડયાં છે, હીંદમાં પડેલાં મેં ઊપર જણાવેલાં બે તડ કોમ કોમ વચ્ચે નહીં હતાં, જે એટલા ઉપરથી જણાશે કે કેટલાક હીંદીઓએ નુકતેચીનીમાં ભાગ લેતી વેળા કોંગ્રેસની વીરૂધમાં તથા મોટા સરકારી અમલદારોના વર્ગની તરફેણમાં વિચારો આપ્યા છે, તેમ કરવાંનો સબબ હું કહી શકતો નથી. તેઓ પોતેજ તે વધારે સારી રીતે સમજતા હોવા જોઈએ. મેં, મારા લખાણમાં સરકારને ચેતવણી આપી હતી કે મુઝફરપોરમાં બે ખુન થયાં છે. તેથી એકદમ ઉશ્કેરાઇ જઈ ઉતાવળમાં જાપતાનાં પગલાં નહીં ભરતાં સામાન્ય હીંદી પ્રજાના લાભને અલવલ નહીં આવે તેવી રીતે શાંત મગજે કામ લેવું. બોમ્બ ફેંકવાના બનાવ ઉપર આવી નુકતેચીની કરવામાં આવતી હતી તે વેળા સારી રીતે જણાવ્યું હતું કે સરકારે વર્તમાન પત્રો ઊપર જબતાનો કાયદો તથા એકદમ સળગી ઉઠનારી ચીજોનાં વેચાણ સામે અંકુશ મુકનારો કાયદો એવીરીતે બે કાયદા પસાર કરવાની હતી આ બે પગલા જાબ

પગલાં જેવાં હોવાથી એક જાહેર લેખક તરીકે લોકોના

ાજાની બાળવણીને ખાતર આ કાયદા પસાર કરવા સામે મા
પ્રમાણીક વીચારો સરકારને છુટથી દર્શાવવાની મેં 'મારી
ફરજ વીચારી હતી મારાં આ લખાણ લોકને, માટે નહિપણ
રૂં જોતાં સરકારને લોકના વીચારથી વાકેફ કરવા માટે લખ
માં આવ્યાં' હતાં. લખાણ લખતી વેળા કયા બોલો હું વાપ
છું તે બરાબર નકી કરવા માટે થોભવાનું અશકય હતું.
ને તો મારા વીચારો તુરતાતુરત દર્શાવવાના હતા.

## ઊતાવળથી તરજુમા કરવામાં નડતી મુસ્કેલી.

મી૦ જોશી અત્રે જુબાની આપવા માટે રજુ થતાં મેં
તેને 'એરર ઓફ જજમેંટ' નો અર્થ પુછતાં તેઓએ વિચાર
ા તેનો જવાબ બીજે દીને આપવા જણાવ્યું હતુ. પણ તે સુ
પ એક જાહેર લેખક થોભી શકે નહિ તેને તો તેને તેજ વ
ા પોતાના વિચારો દર્શાવ્યા વગર છુટકો રહેતો નથી. આ
પોતાના વિચારો દર્શાવવા માટે પોતાના મગજમાં જે પ
ા બોલ આવે તે ઘણી વેળા લખી નાખવો પડે છે. એક
કર લેખકનાં મગજ ઉપર કેટલું દબાણ પડે છે તેનો તમને
લ આપવા માટે હું તમને જણાવીશ કે મારી ઓફીસમાં
અઠવાડીયામાં બસો પત્રે આવેછે, જેમાનો સાર ખેંચી
ડી તે ઉપર મને મારી નુકતેચીની કરવી પડે છે હવે
ની ઉપર આવતાં હું જણાવીશ કે અંગ્રેજી પત્રોજાણતાના

માંજ આ બાબત ઉપર લખાણ કરવામાં આવ્યું નથી પણ એ અ ઠવાડીક પત્રના તા૦ ૧૨ મી મેથી તા૦ ૯ જુનના દરેક અંકમાં લખાણ થયલું જોવામાં આવે છે. પણ તેનો સબબ તેઓએ ધ્યાનમાં લીધો નથી. મેં ઉપર જણાવ્યું તેમ બોમ્બ ફેંકવાના બ નાવ ઉપર નુકતેચીની એક બે દિવસ ચાલી હતી નહી પણ અઠ વાડયાંઓ સુધી ચાલી રહી હતી. મારાં લખાણની મતલબમાં એક સાક્ષી મી૦ જોશીએ જણાવ્યું છે તેમ ખુદ મરાઠી પત્રોમાં ત્રણ ચાર તડ પડી ગયલાં હોવાથી મરાઠી કોમને એ બાબતમાં ખરો માર્ગ શું છે તે બતાવવાની હતી.

**મી૦ તીલકે પુરાવા તરીકે રજુ કીધેલાં પત્ર.**

મી૦ તીલકે અત્રે જણાવ્યું કે બોમ્બ ફેંકવાના બનાવના સંબંધમાં કેટલાંક પત્રોએ નુકતેચીની કીધી છે તે પત્રોની નકલો તમો નામદારને જો વાંધો નહી હોય તો મારી તરફના પુરાવા તરીકે રજુ કરવા માગું છું તથા તેમાંથી કેટલાક ફકરા હું વાંચી બતાવીશ. તમો નામદારને લાગે કે હું જે ફકરા વાંચુ છું તેને આ મુકદમા સાથે લગતું વળગતું નથી તો તે વાંચતાં તમો મને અટકાવી શકશો.

નામદાર જજે જોઇની પરવાનગી આપ્યાથી મી૦ તીલકે કેટલાંક પત્રો પોતા તરફના પુરાવા તરીકે રજુ કીધાં હતાં. તથા તેમાંના કેટલાક ફકરા વાંચી બતાવ્યા હતા.

**અંગ્રેજી પત્રોની નુકતેચીની.**

અત્રે મી. તીલકે તા. ૭ મી મેના "પાયોનીયર"ની આર્ટી

ના રજુ કરી હતી, તેમા પોર્ટુગાલમા બનેલા રાજાના ખુનના બ
ાવ વીશે એશારો કરતા જણાવવામાં આવ્યુ હતુ કે સરકારે તેવા
ાસાદ કરનારાઓને ચેતાવવાની જરૂર છે કે જો ફરીથી તેવું કામ
રવા કેમ દખે શે ભેગા થશે તો તેમ થી પહેલા દશને એકદમ
ાળીથી ઠ ર કરવામા આવશે તે આર્ટીકલમા સુચના કરવામાં
ાવી છે કે નેશનેલીસ્ટોએ જાણવુ જોઈએ કે અ ગ્રેજો કાઇ પણ
થ છોડી જવા માગતા નથી અને બોમ્બ ગોળા ફેકવાથી તેઓ
ઇ હીંદુસ્તાન છોડી જાય એમ નેશનેલીસ્ટોએ સમજવુ
હી વળીતેમા એવી પણ સુચના કરવામા આવી છે કે બોમ્બ
ોળા ફેકવાની બાબતથી દેશના કેટલાક આગેવાન દેશીઓ
ાણીતા હતા હવે ઉપલી આર્ટીકલમા મારે ખુદ નામે એશારો
ાવામાં આવ્યો હતો અને તેનો પ્રતિ ઉત્તર હુ માગ પત્રદ્વારે
ાવા બ ધાએલો હતો.

હવે ' એશીયન" પત્ર કહે છે કે બંગાળા ઉપર સખ્તા
ી વર્તવાની જરૂર છે મી કીંગ્સ ફોર્ડના માટે તે કહે છે કે
મારો નીશાનબાજ છે, અને "એશીયન" તે કાબેલીયતનો ઉપ
ગ કરવાની ભલામણ કરે છે

"એમપાયર" પત્ર તો એવી સરકારને ભલામણ કરે છે કે
ા તોફાન કરનારાઓ ઊપર સરકારે રીજમીંટ છોડી મેલી તે
ો ઘાણ કાઢી નાખવો જોઇએ.

વળી એમપાયરમા એક ખબર પત્ર પ્રગટ કરવામા

વ્યું છે જેમાં તો એવી ભલામણ કરવાની ભલામણ કરી છે કે આ રાજ્યદ્વારી લડત ચલાવનારાઓને ગામમાં ભેગા કરવા અને ગામના ઝાડુ કાઢનાર મારફતે ફટકાનો માર મરાવવો કે જેથી તેમના છોકરાં ફરીથી તેવું કામ કરતાં અટકે.

કલકતાના "સ્ટેટમેન" ના તા. ૫ મી મેના અંકમાં જણાવવામાં આવ્યું છે કે બંગાળામાં જેટલું તોફાન છે તેવું મુંબઇ ઇલાકામાં જોવામાં આવતું નથી. તે પત્ર સરકારને ભલામણ કરે છે, કે રાજ્યદ્વારી લડત ચલાવનારાઓ અને કડવી ભાષામાં ભાષણ કરનારાઓ આ તોફાનનું ખરેખરૂં મુળ છે.

તા૦ ૪થી મેનાં મુંબઇમાં પ્રગટ થતાં "ટાઇમ્સ" પત્રમાં પણ બોમ્બને લગતો ઇસારો કરવામાં આવ્યો છે. તેમજ તેજ તારીખના "એડવોકેટ"માં સરકાર જે દાબી દેવાના ઉપાયો લેવા માગે છે તે પુરતા મજબુત નથી એમ જણાવી તે ઉપાયો વધારે મજબુત લેવાની ભલામણ સરકારને કરે છે.

મી૦ તીલકે આગળ વધતાં જણાવ્યું કે જ્યારે ઉપલાં પત્રો દેશીઓ ઉપર બોમ્બના બનાવથી આવી રીતનો હુમલો કરે છે ત્યારે તેવાજ અથવા તેથી પણ વધારે સખ્ત શબ્દોમાં શુ મારે તેનો રદીઓ આપવો નહીં જોઇએ, અને શું તેવો રદીઓ આપતાં મેં રાજ્યદ્રોહી લખાણ કરેલું તમે ગણુેા છો? ૧

મી૦ તીલકે ત્યાર બાદ બંગાળાનાં જુદાં જુદાં પત્રોએ બોમ્બને લગતા બનાવો ઉપરજુદ જુદા લેખોમાં વિચારો બ

... હતા તે રજુ કર્યા હતા અને તેમાંથી ચોક્સ ચુંટી કા ઢી ફકરાઓ ઉપર જુરરોનું ધ્યાન ખેંચ્યું હતું.

## હીંદીઓના અવાજને નહી મળતું વજન,

" પાયોનીઅર તથા ઈંગ્લીશમેન " નાં લખાણ ઉપર કતેચીની કરતાં "બંગાળી" પત્ર જણાવે છે કે "પાયોનીઅર" પત્ર તુર ચલાવનારાઓમાં ધારાસભાના સભાસદોતથા કોંગ્રેસના મધ્યમ ચારનાને આકળા વિચારના વગેરે મળી, બધા સભાસદોને સંદો છે. જે તદન બેહુદ્દુ છે. કમનસીબે હમણાં " સ્ટેટસમેન " હીંદીઓની વિરૂદ્ધમાં થઇ ગયું છે અને અંગ્રેજી પત્રોને જવાબ આપવાનું કામ ફક્ત હીંદી પત્રો ઉપર રહ્યું છે. અંગ્રેજી પત્રો ગુન્હેગારોનેજ સજા કરવાથી સંતોષ નહી પામતાં આખી હીંદી ની સાથે જાપનાના ઇલાજો લેવાનુ સુચવે છે.

" સીવીલ એન્ડ મીલીટરી ગેઝેટ " પત્ર જણાવે છે કે ઝફ્ફરપોર ખાતેના બોમ્બની હોનારતના બનાવે અંગ્રેજોને એટલા ધા ઉશ્કેર્યા છે કે અમેરિકામાં ગોરાઓ બીધીઓ ઉપર તુટી પડી ઓને મ ી નાંખી એકદમ વેર લે છે તેવું વેર લેવાને અંગ્રેજો શ્કેરાઇ તો નવાઇ જેવું નથી.

મી૦ તીલકે આ ફકરો વાંચી જણાવ્યું કે એ ફકરાઉપર ારા સભાના એક હીંદી સભાસદે સરકારનું ધ્યાન પણ ખેંચ્યું તું. પણ હીંદીઓના અવાજને સરકાર માન ક્યારે આપે છે.

" ધી ઇંડિયન વર્લ્ડ " નામનું માસીક ચોપાન્યું જ ાવે છે કે મુઝફ્ફરપોર ખાતે બનેલા બનાવ માટે બધા હીંદી

આગેવાનોને માથે જોખમદારી નાખવાની વાત અંગ્રેજો જણાવેછે, પણ દરેક પ્રજામાં કેટલાક જીવ ઉપર આવેલા શખ્સો હોય છે, જેઓને કમકમાટ ભરેલા કામ કરતા અટકાવવાનું મુશ્કેલ છે.

## સરકારને અપાએલી ચેતવણી.

મદ્રાસમાં છપાતા ' હીંદુ ' પત્રમાં ડા. રાશબીહારી ઘોસ સરકારને હીંદી પ્રજાને અસંતોષી બનાવવા સામે ચેતવણી સને ૧૯૦૬ માં આપી હતી. તેઓએ જણાવ્યું હતું કે હું ખાલી ધમકી આપતો નથી પણ જાહેર પ્રજાની હાલની લાગણી જોઈ હું જણાવું છું કે સરકારે વખતસરના ઘટતા ઈલાજો લઇ પ્રજાને વફાદારીની લાગણીથી ઉભરાઇ જતી બનાવવાનું અથવા તો જાબતાના ઇલાજો લઈ બંગાળને એક બીજું રૂશીયા બનાવી દેવાનું સરકારનાં હાથમાં છે.

રૂશીઅન-રૂઢીઓના સંબંધમાં નુકતેચીની કરતાં સને ૧૯૦૬ માં ' પાયોનીયર ' પત્રે જણાવ્યું હતું કે હથિયારો દારૂ ગોળા વગેરે બધા સાધનો સામે રૂશિયન સરકાર ટકી શકે પણ જ્યારે બોમ્બ છોડવાની રૂઢી સરકારને દેશમાં સુધારો કરવાની ચેતવણી આપવા માટે દાખલ કરવામાં આવી છે ત્યારે તો રશીઆની હાલની સરકાર લાંબો વખત સુધી ટકવાની આશા રાખી શકે નહિ.' આ ફકરો વાંચી મી૦ તીલકે ટીકા કીધી કે "અને તે છતાં હીંદી સરકાર ટકી શકે એમ " પાયોનીયર " પત્ર માનેછે."

"ત્રીબ્યુન" પત્ર જણાવે છે કે અંગ્રેજી પત્રો હીંદીઓ સામે જે સખત લખાણ કરે છે તેનું કુદરતી પરિણામ એ આવે છે કે હીંદી પત્રો ઉશ્કેરાઇ જઇ અંગ્રેજો સામે સખત લખાણ કરે છે.

"ઇંદુ પ્રકાશ" જે અત્રે આવી ગયેલા સાક્ષી મી૦ જોશીના કહેવા પ્રમાણે "કેસરી" પત્રના પક્ષનું છે તે જણાવે છે કે હીંદમાના હાલના અસંતોષનો રૂડચો કરવા માટે મોટા સરકારી અમલદારો તરફથી હીંદમાં ચલાવવામાં આવતા અમલમાં સુધારો કરવો જોઇએ છે.

"જ્ઞાનપ્રકાશ" પત્ર બોમ્બના બનાવ માટે ખેદ બતાવી જણાવે છે કે "જાપતાના ઇલાજો લેવાયાથી હાલના મામલામાં કદી સુધારો થઇ શકશે નહીં. જાહેર પ્રજામતનું ઉલંઘન કરી કટવાશનું બીજ રોપવામાં આવશે તો તે ઝાડ અત્રે પણ બંગાળાના જેવુંજ ફળ આપશે."

## લાહોરના ખ્રીસ્તી ધર્મગુરૂની રૂડી સલાહ.

લાહોરના વડા ધર્મગુરૂએ સારી સલાહ આપી છે, જે "એડવોકેટ ઓફ ઇંડિયા" પત્રમાં ઉતારી લેવામાં આવી છે. તેણે જણાવ્યું છે "કે જેઓ આગેવાની લઇ બાહેર આવે તેઓને સખ્ત કીધાથી કાંઇ દેશમાંનો અસંતોષ દુર થવાનો નથી."

## મી૦ મોર્લીના શબ્દો.

મી૦ તીલકે તે બાદ હીંદી પ્રધાન લોર્ડ મોરલીએ "

રા એક બાપણુનો ફકરો ટાંકી બતાવી જણાવ્યું કે તેમાં લોર્ડ મોરલી પોતે જણાવે છે કે "છુટાપણાની ખાહેશ રાખવાનું આ પણે પોતે હીંદીઓને શીખવ્યું છે. હીંદમાં જાબતાના ઇલાજો લેવાથી આપણુ કાંઇ વળશે નહિ. અમલમાં કારોબાર મેળવવા ની જે ખાહેશો આપણે હીંદીઓનાં મગજમાં ઉભી કીધી છે તે પુરી પાડવાની આપણે કોશેશ કરવી જોઇએ છે. જાપતાના એલાજો યુરોપના ઘણા દેશોમાં લેવામાં આવ્યા છે પણ તે કદી ફ તેહમંદ નીવડયા નથી."

લોર્ડ મોરલી જેવો હીંદનો સર્વેથી વડો અમલદાર જ્યા રે એવું ધારે છે કે ખાલી જાપતાના ઇલાજો લેવાથી આપણું એટલે અંગ્રેજોનું કાંઇ વળવાનું નથી ત્યારે મારા જેવો સાધાર ણ માણસ એવું લખાણ કરે તેમાં વાંધાં ભરેલું શું છે?

## સંજોગો તપાસવાની આવશ્યકતા.

મેં વાંચેલા ફકરાઓ ઉપરથી હીંદમાં બોમ્બ ફેંકવાના બનાવો પર કેવી નુકતેચીની કરવામાં આવતી હતી તેનો તમો જુરીના સભાસદોને કાંઇક ખ્યાલ આવશે. મારાં પહેલાં તકરારી લખાણના જવાબમાં મેં આ ફકરાઓ વાંચી બતાવ્યા છે. અને હાલ તે હું બંધ કરૂં છું. પણ મારાં બીજાં એટલે તા. ૯ મી જુ નના લખાણ ઉપર આવતાં બીજા ફકરાઓ હું વાંચી સંભળાવી હવે ખુદ મારીઉપર મુકવામાં આવેલા આરોપોના સબંધમાં બોલીશ. મારી ઉપર કોમ કોમો વચ્ચે શત્રુવટ તથા ધીક્કારની

લાગણી ઉત્પન કરવાનું તોહુમત મુકવામાં આવ્યું છે. પણ જે લખાણ ઉપરથી મારી ઉપર આ આરોપ મુકવામાં આવ્યો છે તે લખાણ કેવા સંજોગો વચ્ચે લખવામાં આવ્યું હતું તે ઉપર તમો વીચાર કરો.

### અંગ્રેજીપત્રો સામે ચલાવવું જોઇતું કામ.

આ લખાણ અંગ્રેજી પત્રોએ હીંદીઓ સામે કીધેલાં નખ્ત લખાણના જવાબમાં કરવામાં આવ્યું હતું. અંગ્રેજી પત્રોએ બોમ્બની હોનારતના સંબંધમાં ટીકા કરતાં અમો બધા હીંદીઓને લુચ્ચા, ખુની, એવી ઉપમાં આપી હતી. આવી રીતે એવાં લખાણની પહેલ કરનાર અંગ્રેજી પત્રો હતાં; ત્યારે તેઓ સામે કોમો વચ્ચે ધીક્કારની લાગણી ઉત્પન્ન કરવા માટે કામ ચલાવવું જોઇતું હતુ, કે અમો તેઓને જવાબ આપવારાઓ સામે? અંગ્રેજી પત્રોએ આ બનાવના સંબંધમાં દીવાના બની જઇ હીંદીઓ ઉપર જેમ ગમે તેમ હુમલાઓ કીધા હતા. જેના અમે તેઓ કરતા વધારે શાંત મગજે જવાબ આપ્યા હતા. બોમ્બની હોનારતના સંબંધમાં એક લખાણ કરતાં મેં "કમનસીબી" એવું મથાળું કીધું હતું અને ખરૂં જોતાં કમનસીબી એક રીતે નહી પણ અનેક રીતે થઇ છે બોમ્બ ફેંકવાનો બનાવ બન્યો તે કમનસીબી છે. તે ઉપર અંગ્રેજી પત્રોએ દીવાના બની ઝનુની લખાણો કીધાં તે કમનસીબી છે. તથા અમોએ તેના સખ્ત જવાબો આપ્યા તે પણ કમનસીબી છે. ખચીત મારે કબુલ કરવું જોઇએ કે એ મનસો,

ચ્છવા જોગ નથી. તથા વધારે ઠંડે મગજે કામ લેવાનું જોઈ નું હતું. પણ એવો વીચાર કરવા આગમચ કેવા સંજોગો વચ્ચે આ બધું બન્યું હતું તે ઉપર ધ્યાન પહોંચાડવાની હું તમને અરજ કરીશ.

## તકરારી લખાણમાં દર્શાવવામાં આવેલા જુના વીચારો.

સર ફીરોજશાહ મેહેતા, મી૦ દાદાભાઈ નવરોજી વગે રેના કોંગ્રેસ પક્ષના વીચારો દર્શાવનારા લખાણો ભાષણો વગેરે પ્રગટ થયા છે. તેમા મોટા અમલદાર વર્ગના અમલ સામે વીચારો છુટથી દર્શાવવામાં આવ્યા છે. અલબત ખુદ સરકારી વર્ગ તરફના પણ પોતાના વિચારો પ્રગટ થયા છે. અમો કોંગ્રેસ વાળાઓ તરફથી હીંદી અમલમાં સુધારો ચલાવવા માટેની લડત પચાસ વર્ષ થયાં ચલાવવામાં આવે છે. તથા હીંદના મહાન બુઝો ર્ગનર મી૦ દાદાભાઈ નવરોજજી આ લડત ચલાવવા માટે ખુદ ઈંગ્લાંડ ગયા હતા. મોટો સરકારી અમલદાર વર્ગ જણાવે છે કે હીંદનો અમલ તેઓનાજ હાથમાં રહેવો જોઈયે. તેઓ કહે છે કે જો અમલ અમો અમારા હાથમાંથી છોડી બીજાના હાથમાં આપીશું તો હીંદમાં તદન અંધાધુંની ફેલાશે. તેઓનાજ આ વીચાર પ્રમાણીક છે; એવું હું સ્વીકારીશ. પણ અમો માનીયે છીએ કે દેશમાં સુધારા દાખલ કરવા માટે હાલના અમલમાં ફેર ફ થવાની જરૂર છે. આ અમારા વિચાર પણ પ્રમાણિક છે.

એવા વિચાર ધરાવનારૂં " કેસરી " વર્તમાન પત્ર છે એ પ
સને ૧૮૮૦ મા શરૂ કરવામા આવ્યું હતું, જેથી અઠ્ઠાવીસ વ
થયા એ પત્રમાં મારા વિચારો હું જણાવતો આવ્યો છુ. અલબ
તે આગમચના બીજા પત્રો એવા વિચાર જણાવતાં આવ્યાં
જ્યારે હું તેવાજ વિચારો મારા " કેસરી " પત્રમાં જણાવ
રહેલો છું આ તવારીખ અત્રે આપવાની મારી મતલબ એવું
તાવવાની છે કે હાલના તકરારી લખાણમાં મેં કાંઈ મારા ન
વિચારો દર્શાવ્યા નથી, પણ જુનાજ વિચારો નવા આકારમાં
તાવ્યા છે. તમો વર્તમાનપત્રો કેવી રીતે વાંચવામાં આવે છે તે
જાણો છો. તેઓનો કાંઇ ચોપડીઓની માફક અભ્યાસ કરવા
આવતો નથી પણ કદાચ ચા પીવાની વખતે અથવા ધીઠ્ઠ પુર
દે વાંચનાર અહીં તહીં વાંચે છે. જેથી ખેંચાણુ કારક અ
કારમા જુના અને જુના વિચારો આપ્યાથી વાચનારનાં મગ
ઉપર તે ઠસવા પામે છે. આવી રીતે મારા પત્રમાં ફક્ત જુના
વિચારો નવા આકારમાં દર્શાવવામાં આવેલા હોવાથી એ વિચાર
થી " કેસરી " પત્રના વાંચનારાઓ સારી રીતે ઘણા લાંબા વ
તનાં વાકેફ હોવા જોઇએ. ત્યારે આ લખાણથી છેક હમણા વા
નારાઓમાં ઉશ્કેરણી ફેલાયલી કેવી રીતે ગણાવી જોઇએ ?

## શું ખોટું છે ?

એ પછી મી० તીલકે લખાણુનો તરજુમો કેવી રી
ખોટો કરવામાં આવ્યો હતો તે લખાણ થોડું થોડું વાંચતાં જ

બતાવવા માંડયું હતું. અગ્રેજી બોલ "ટીરેનીકલ" ઉપર આવતાં મી૦ તીલકે જણાવ્યું કે ખેદકારક બીના એ છે કે મરાઠી બોલો ઘણા થોડા હોવાથી થોડાક તફાવતવાળા ઘણા અંગ્રેજી બોલોનો મરાઠીમા એકજ બોલ જડે છે. દાખલા તરીકે અગ્રેજી બોલો રીપ્રેસીવ, ટીરેનીકલ, ડેસપૉટીક, ઑપ્રેસીવ એ બધાનો મરાઠી અર્થ ફક્ત જુલમી કરી કરવુ પડે છે. મી૦ જોશી અગ્રે જુબાની આપવા આવતા તમને યાદ હશે કે મેં તેઓને નીચલા અંગ્રેજી વાક્યનો મરાઠીમા તરજુમો કરવાને જણાવ્યું હતું,—

A despotic government neednot be necessarily tyrannical તેનો તરજુમો તેઓએ એવો કીધો હતો કે "જુલમી રાજ્યપદ્ધતી જુલમાથીચ અસલી પાહીજે અસેં નાહી." આ ઉપરથી તમો જોશો કે તરજુમો કરનાર પોતે ડેસપૉટીક તથા ટીરેનીકલ બોલો મરાઠીમા જુદી જુદી રીતે દર્શાવી શકયો નથી. પણ તેને બને બોલો માટે એકજ મરાઠી બોલ એટલે "જુલમી" બોલનો ઉપયોગ કરવો પડયો છે.

અત્રે ચઢી વાગી જવાથી આગળ કીધેલી ગોઠવણ પ્રમાણે મુકદમોસોમવારે બપોરે સાડા અગીયાર વાગના ઉપર મુલતવી રાખવામા આવ્યો હતો.

# છઠ્ઠો દીવસ.

કોર્ટ બેસતાં મી૦ બાળ ગંગાધર તીલકે પોતાનું અગાઉનું ચાલું અધુરૂં રહેલું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે બોમ્બ ફેંકવાના બનાવ ઉપર હીંદમાં ચાલતી જે નુકતેચીની ઉપરથી મારૂં તકરારી લખાણ કરવામાં આવ્યું હતું તેથી હવે તમો મેં અત્યાર સુધીમા જણાવેલા વિચારોથી બરાબર વાકેફ થયા હશો. આ નુકતેચીનીમાં અંગ્રેજી પત્રો એટલે મોટા સરકારી અમલદારી વર્ગના વાજીંત્રો કેવી રીતે ભાગ લે છે તે હીંદી પ્રધાન લોર્ડ મોરલીએ ઓચરેલાં એક વાકયમા આપી શકાશે કે " કાંઇ પણ અશાંતી જણાય તો લશ્કરી ઇલાજો લઇ મજબુત હાથે દાબી નાંખવું તથા એ બાબતમાં કાંઇ પણ વિચાર કરવા થોભવું નહી. " " હીંદી પત્રો " જણાવે છે કે હાલની અશાંતિ ખાલી જબતાના ઇલાજો લેવાથી દાબી દઇ શકાશે નહી. પણ હાલનો મામલો શાંત કરવા માટે જરૂરનું એ છે કે પ્રજાકીય માગણીઓ ને થોડો ઘણો પણ સંતોષ આપવો. સારે નસીબે હીંદી પ્રધાન પોતે પણ એવાજ વિચારો ધરાવે છે. આ મુજબ હીંદમાં નુકતેચીની કરનારાઓના બે વર્ગ પડી ગયા છે. અને મેં અંગ્રેજી પત્રો તરફથી કરવામાં આવતી નુકતેચીનીનો રદિયો પ્રજાનો લાભ ધ્યાનમાં રાખી આપવાનો મારા તકરારી લખાણમાં ઇરાદો રાખ્યો હતો. ફરયાદી પક્ષે મારાં તકરારી લખાણોમાંના કયા ફકરાઓ ફીતુરી છે તે બતાવવાને ના પાડી છે, પણ સારે નસીબે ઇગ્લાંડના

છેલ્લા મેલ સાથે મળેલાં પત્રોમાં જોવામાં આવતી નુકતેચીની ઉ પરથી મારાં લખાણના કયા ફકરાઓ સામે વાંધો લેવામાં આવે છે તેનો કાઇક ખ્યાલ આવે છે.

### વાંધો લેવામાં આવેલા ફકરાઓ.

વાંધો લેવામાં આવેલું એક લખાણ નીચે મુજબ છેઃ—
જો કે બંગાળી જુવાનીયાઓની છુપી મંડળી રૂશીયન બળવાખોરોની માફક સત્તાવાળાઓનું ખુન કરવા માટે ઉભી થઇ નહી હોય, તે છતાં આ વાત યાદ રાખવાની છે કે બેઉમ્ બંડનારાઓ કાંઇ પોતાનો સ્વાર્થ મેળવવા માટે નહી પણ દેશની લાગણીથી દોરવાઈ કામ કરે છે. નીહીલીસ્ટો તરફથી રૂશિયામાં બળવો સરકારી વર્ગના જુલમને સબબે ઉઠાવવામાં આવે છે. તેવાજ પરદેશી રાજ્યના જુલમના સબબે અત્રેનો હાલનો અશાંત મામલો જોવામાં આવે છે. -

મેં આ વાકય "પાયોનીયર" પત્રે રૂશીયામાં ઉઠેલા બળવાના સંબંધમાં જે ટીકા કીધી હતી તેનો જવાબ આપવાને લખ્યું હતું. પાયોનીયર પત્રે જણાવ્યું હતું, કે "બળવાખોરો તરફથી ફેંકવામાં આવતા ગોળાઓને રૂશિયન સરકારે આખરે નમવું પડશે" અને મેં જણાવ્યું હતું કે 'રૂશિયાના જેવો મામલો હીંદમાં ચાલે છે. અહીંયાં પણ એવાજ ઇલાજ લેવામાં આવે તો તેનું પરીણામ રૂશીયામાં જે આવવાની વકી રખાય તેવુંજ આવવું જોઇએ, પછી અંગ્રેજ સરકાર ગમે એવું મોટું બળ કાં નહી ધરાવતી હોય!!"

મેં આગળ ચાલતાં જણાવ્યું છે કે બંગાળના ભાગલા
ા સંબંધમાં બંગાળીઓની અરજ જ્યાં સુધી સ્વીકારી લાગ
ા રદ નહી કરવામાં આવશે ત્યાં સુધી હાલનોજ મામલો
ાલુ રહેશે. આ મારી તકરાર કાંઇ નવી નથી. બાબુ રાશબીહા
ી ઘોસ તથા આનરેબલ મી૦ ગોખલે તરફથી લાંબા વખત
મગાઉના એ વિચારો જાહેરમાં દર્શાવવામાં આવ્યા હતા.

## ટોટો પકડવા છલંગ મારતી બીલાડીનો દાખલો.

મારાં લખાણુમાં આગળ ચાલતાં જણાવવામાં આવ્યું
છે કે બંગાળીઓ જો કે હાલમાં સત્તાવાળાઓ આગળ લાચાર
હોય, તે છતાં આ વાત યાદ રાખવી જોઇએ છે કે એક ઓરડામાં
ઘેરાઇ ગયેલી બીલાડી આખરે જીવ ઉપર આવી પોતાના માર
નારનો ટોટો પકડવાની કોશેશ કરવાને ચુકતી નથી. તેજ પ્ર
માણે બંગાળીઓ એકદમ જીવ ઉપર આવી જાય એવી રીત
ી તેઓ સાથે વર્તણુંક ચલાવવામા કાંઇ સાર નથી.

આગળ ચાલતાં મેં જણાવ્યું કે બેશક આ વાત ખરી
છે કે પરદેશી અમલને સબબે હીંદુઓનો જુસ્સો નરમ પડી
ગયો છે, પણ તે મહોડેવેહેલો ફાટી નહી નીકળે એવું કાંઇ નથી.

એક વાકયમાં અંગ્રેજી જુરર તરફથી કરવામાં આવેલી
એવી નુકતેચીનીના જવાબમા જણાવ્યું કે હીંદીઓ તો સુલેહને
ચાહનારા છે. પણ હાલમાં જે અશાંતી જોવામાં આવે છે તેનો
સબબ તો કેટલાક ભાષણ કરનારાઓ તથા લેખકો તરફથી
કરવામાં અવતાં ઉશ્કેરણી ભરેલાં ભાષણો તથા લખાણોનો છે. મેં

તેના જવાબમાં બતાવવા માગ્યું હતું કે "હીંદી પ્રજા પર" આપ ખુદ અમલના જાબતાઓ ખાલી મુંગે મોઢે ખમે છે તથા તેઓને જો તદન નીરાશ કરવામાં આવશે તો આખરે તેઓ જુસ્સો ઉશ્કેરાયા વગર રહેશે નહી."

મેં મારાં લખાણમાં બોમ્બ ફેંકવાના બનાવો શા કારણ બને છે તે બતાવવા માગ્યું હતું. મેં જણાવ્યું હતું હાલનો સરકારી અમલદારોના વર્ગનો અમલ ખામી ભરેલો છે. તેમાં સુધારો કરવામાં આવશે નહી ત્યાંસુધી હાલનો અશાંત મામલો સુધરશે નહી. એક પક્ષ વાળા જણાવે છે કે અશાંતી સબબ થોડાકો તરફથી એવો જણાવવામાં આવે છે કે અશાં ફક્ત કેટલાક ઉશ્કેરણી કરનારાઓ તરફથી ભરવામાં આવ ફીતુરી પગલાંને સબબે ચાલતી માલમ પડે છે માટે તે દાબી દેવા માટે લશ્કર તથા પોલીસનો છુટથી ઉપયોગ કરવો જોઇએ છે. મેં જણાવ્યું છે કે ખુદ અમલ ખામી ભરેલો છે તથા જ બતાના લાજો લેવાથી અશાંતી દબાઇ જવાને બદલે સામું વધારો થશે, હાલનો અમલ ખામી ભરેલો હોવાની વાત હમણાની નવી નથી તે વરસો થયાં જણાવવામાં આવતી રહી છે. મી દાદાભાઇ નવરોજજીએ વરસો આગમચ કહાડેલાં ચોપાનીયાંમાં એ બાબત ઉપર લંબાણથી નુકતેચીની કીધી છે અને હું જાણું છું. ત્યાં સુધી કોઇ પણ તેનો સંતોષ કારક રદિયો આપી શક્યું નથી.

## હાલના અમલમાં રફ્તે રફ્તે સુધારો થયેલો જોવાનો એરાદો.

મારાં તકરારી લખાણના સદ્રહુ વાર તરજુમામાં એવું બતા

માં આવ્યું છે કે જાણે હું હાલના અમલમાં એકદમ ફેરફાર કરી
વવા માગું છું. પણ મારાં અસલ લખાણમા મેં ક્રમે રફતે
અમલમાં ફેરફાર કરવાની ભલામણ કીધી છે. તથા પ્રાંતીક
ારોની સત્તા વધારવાના સંબંધમાં વીચાર ચલાવવા માટે
વામાં આવેલા કમીશનમાં જુબાની આપતાં પણ મેં ખુલ્લું
વ્યું હતું કે હાલના અમલમાં એકદમ ફેરફાર થયેલો હું જોવા
તો નથી. પણ હાલમાં કાંઇ શરૂઆત થવી જોઇએ કે જેનું
પરીણામ વરસો પછી આપણે ભોગવી શકીશું.

મેં મારા લખણામાં જણાવ્યું છે, કે જપાનની ફતેહને
એ હવે એશીયાટીક પ્રજાની આંખ ઉઘડી છે, જો હાલના
લમાં રફતે રફતે સુધારા નહી કરવામાં આવશે તો નીરાશ
ા લોકોમાંના કેટલાક બોમ્બ ફેંકવા જેવા આકળા એ
લેવાને ચુકશે નહી તથા તેઓ રૂશિયન રૂટીની નકલ કરશે.

## વણી આપનારાઓને અપાતી કીતીરીની ઉપમાં.

આવીજ ચેતવણી ડાકટર રાશબીહારી ઘોષે તથા નામ
વાઇસરાઇની ધારાસભામાં નામદાર વાઇસરાયની હાજરીમાં
લજપતરાયને કાંઇ પણ પ્રકારની તપાસ ચલાવ્યા વગર
ટો આપવામાં આવ્યો તે વેળા આનરેબલ મી૦ ગોખલેએ
ી હતી.

સને ૧૯૦૬ ની કલકત્તાની કોંગ્રેસના પ્રમુખ તરીકે ભાષ
રતાં ડાકટર રાશબીહારી ઘોષે જણાવ્યું હતું કે "સત્તાવાળા
હાથમાં બે માર્ગ રહેલા છે. એકતો વખતસર ઇલાજ

## સરકારી અમલદારોના વીરોધીઓમાં બે તડ.

આ સરકારી અમલદારના વર્ગના અમલના વિરોધીઓ પક્ષમાં વે'ચાઇ ગયા છે એક પક્ષ સરકારને અરજીઓ કરી પોતાની માગણીથી વાકેફ કરી હાલના મામલામાં સુધારો મેળવવાની કોશેશ કરે છે, જ્યારે બીજો સરકારને ફક્ત અરજીઓ કરવાથી કાઇ વળવાનું નથી એવું માને છે, તથા જોઇતો સુધારો મેળવવા માટે પોતે પગલા ભરવાનું સલાહકારક ગણે છે. આ બીજા પક્ષમાંનો છું મેં તેના સંબંધમાં મારા લખાણમાં જે ઠેકાણે ઇશારો કીધો છે, જે ઉપર આવતા હું એ વિષે ટુંક બોલીશ.

મેં મારા લખાણમાં જણાવ્યું છે કે સરકાર બોમ્બ ફેંકવાના બનાવો સામે સખત ઇલાજો લઇ દાબી દેવાને શક્તિવાન થશે તેમાં કાંઇ શક નથી. પણ આ બોમ્બ ફેંકવાના બનાવોનો સદંતર નાશ કરવા માટે જરૂરનું છે કે બોમ્બ ફેંકવાના બનાવવાનો મુખ્ય સબબ એટલે લોકોને અશાંત કરનારો મોટા સરકારી અમલદારી વર્ગનો આપખુદ અમલ છે તેમાં સુધારો કરવો.

તમો સારી રીતે જાણો છો કે શરીરના કોઇ ભાગ ઉપર મસા ઉભરી નીકળે તો તે મસા જડમુળથી ખાલી બાહેરથી દવા લગાડીનેજ કહાડી નાખી શકાય છે પણ તેથી ખુદ એ પીડા દૂર થતી નથી. મસા એક ભાગમાંથી કહાડી નાખતાં તે શરીરના બીજા ભાગમાં ઉભરી નીકળે છે આથી જો શરીર ઉપરથી મસાનો જડમુળથી નાશ કરવાં હોય તો બાહેરની લગાડવાની

ગ્યામાં કરે છે. અને નામદાર વોઇસરાય પણ તે સાથે પોતે મ ળતા થાય છે. ફક્ત ફરક એટલોજ છે કે આ સુધારો કેટલો કરવો તેના સબંધમા મતફેર જોવામાં આવે છે. સરકાર સુધારો થોડો કરવા માગે છે જ્યારે પ્રજાકીય વર્ગ તેથી સંતોષ નહીં પામતા બહોળા પ્રકારના સુધારા માગે છે.

અમને વારેઘડી કહેવામાં આવે છે કે તમો બોમ્બ ફેંક વાના બનાવ તરફ નાપસંદગી બતાવો છો ત્યારે સરકારના કામ તરફ તમો કેમ પસંદગી બતાવતા નથી. ? લેવામાં આવતી આ તકરારનું ખંડન કરવા માટે મેં ઉપલું લખાણ કીધું હતું. તેમાં જણાવવામાં આવ્યું છે કે બોમ્બ ફેંકવાનાં કામ અમો નાપસંદ કરી એ છીએ. પણ તેજ વેળા સરકાર તરફથી લેવામાં આવતા જાબ તાના ઇલાજો તરફ પણ અમો ના પસંદગી બતાવીએ છીએ.

સને ૧૮૯૪ માં "કોનટેમપરરી રીવ્યુ" નામના ચોપાન્યા માં "એથીકસ ઓફ ધી ડીનેમાઇટ" નામનાં આવેલાં લખાણમાં ડીનેમાઇટ નામના દારૂગોળાની તવારીખના સંબંધમાં વીવેચન કરવામાં આવ્યું હતું, જેમાંથી વોઇસરાયની ધારાસ ભાના એક સભાસદે એક ઉતારો પણ વાચી સંભળાવ્યો હતો, અને તે ઉપરથી મારા લખાણમાં વીવેચન કરવામાં આવ્યું હતું. સને ૧૮૯૩ માં ડીનેમાઇટ જાતના દારૂગોળા ફેંકવાના બનાવ ઇગ્લાંડમાં બનવા પામ્યા હતા. તે ઉપરથી ત્યાં હીંદના બોમ્બ ફેંકવાના બનાવથી એકદમ સળગી ઉઠનારી ચીજોને લગતો કાયદો બાંધવામાં આવ્યો છે તેવો કાયદો પસાર કર

મા આવ્યો હતો. આ ઉપરથી " કોનટેમપરરી રીવ્યુ " મનાં ચોપાન્યામાં છાપેલું લખાણ આવ્યું હતું.

## રઘુનાથરાવની સ્ત્રીએ પેશવાનું ખુન કરવા માટે રચેલો પ્રપંચ.

મી૦ તીલકે તે બાદ જણાવ્યું કે ઘડીભર આપણે નું કબુલીયે કે એકાદ બે જણાનાં ઉશ્કેરણી ભરેલાં ભાષણ અથવા લખાણથી અંગ્રેજોનાં ખુન થવા પામ્યાં હોય, તો તેથી સરકારને કેટલાકો તરફથી આપવામાં આવતી આવી સ ક,આપેલી વાજબી ગણાશે કે કોઈને પણ ભાષણ અથવા લખાણ કરવા દેવાં નહી ? દાખલા તરીકે નારાયણરાવ પે નાનો હતો ત્યારે રઘુનાથરાવે પેશ્વાની બધી સત્તા પો ના હાથમા લેવા માટે પોતાના એક અમલદાર ઉપર એક નું પત્ર લખ્યું હતું. કે નારાયણ પેશ્વાને પકડવો. આ પત્ર ાઠી ભાષામાં લખવામાં આવ્યું હતું. તેમાં પકડવા માટે " ધરા ' બોલ વાપરવામાં આવ્યો હતો. પણ રઘુનાથરાવની સ્ત્રી એટલા સંતોષ ,પામી નહીં. તેણી નારાયણરાવનું તદન કાટલુંજ ાડવા માગતી હતી, કે જેથી પોતાનો ધણી પેશ્વાની સત્તા ાવે, તેમજ ખુદ પેશ્વા તરીકે પોતાને ઓળખાવી શકે. ાથી તેણીએ "ધરાવા" બોલ આગળનો "ધ" બોલ ભુંસી ખી તેને બદલે " મા " બોલ મુક્યો હતો, જેથી વાકય નારાયણરાવલા ધરાવા " નેબદલે " નારાયણરાવલા મારાવા "

એટલે કે નારાયણરાવને મારી નાખો એવું થયુ હતું. તે મરાઠા સ્ત્રીઓમાની થોડીકજ લખતા વાચતા શીખતી છે અને આવી રીતે એક કેળવણી પામેલી સ્ત્રીએ પોતે લીધે કેળવણીનો ગેરઉપયોગ કરી એક પેશવાને મારી નાખ અપચ રચ્યો હતો, તેથી શુ એમ કહેવાશે કે મરાઠી સ્ત્રી હવે લખતા વાચતા શીખવવાનુ સદંતરજ બંધ કરવુ ?

## તોપ વિરૂદ્ધ બોમ્બ.

એ પછી મી૦ તીલકે તા૦ ૨ જી જુનનુ પોતાનુ ખાણુ વાચવા માંડ્યુ હતું આ લખાણમાં બદુક તોપ વગે ની શોધથી સત્તાવાળાઓના હાથમા કેટલી મોટી સત્તા આ છે તે પ્રથમ બતાવવામા આવ્યુ છે તેના ટેકામાં એક દા આપના જણાવવામા આવ્યુ છે કે, જે ઇગ્લાંડનુ લશ્કર ની દાગ શેહેનશાહ આતમો એડવર્ડ જે કહે તે મુજબ ચાલવ તથા તે નામદારના દરેક હોકમ માનવાને તૈયાર થાય તો પો તા પાસેના હથિયાર તથા દારૂગોળાના કૌવતને સબબે ઇં ડની પ્રજાને લદન લાએલાજ કરી નાખી શકે, તથા તેના થમાની બધી સત્તા લઇ શકે. "પ્રજાના હ થમાં લશ્કરની સ થવા માટે ફકત બોમ્બનો ઉપયોગ કરવાનો ઇલાજ છે, તે ફકત થોડા વખત માટેજ કામમા આવી શકે, કારણ થોડા ઘણાઓના મરણ નીપજાવ્યા ઉપરાત બોમ્બથી કાઇ થઈ શકે નહીં. હીંદમા પણ બોમ્બનો ઉપયોગ કરવાથી હીંદ

. નો અંગ્રેજી અમલ કહાડી નાખી શકાય એવું નથી, એવું
ાઇ બેઅમ્બ વાપરનારાઓ કબુલ કરે છે, પણ બેઅમ્બનો ઉપ
ાગ કીધથી દેશમા ચાલતી અશાતી ઉપર સરકારનુ ધ્યાન
ાચાય છે મારા લખાણમા,પણ એવકુજ બતાવવાની મન
ાબ હતી કે બ ગાળમાં હાલમાં બોમ્બ ફેંકવાના જે બનાવે
ાને છે તેનો એટલોનો લાભ થવા પામશે કે આ દેશમા જે અ
ાાતી ચાલે છે તે ઉપર સરકારનુ ધ્યાન ખેચાશે માગી આ
ાકાગના ટેકામા મે સને ૧૮૯૭ મા બે અગ્રેજ અમલદા
ાના કરવામા આવેલા ખુનનો દાખલો આપ્યે હતો મેં જણાવ્યુ
ાતુ કે મરકીને માગી હટાવવાના સરકાર તરફથી લેવામા
આવતા ઇલાજ લોકોને મોટી હેરાનગતીમા ઉતારનાર છે એ
ા-ફરિયાદ જોગબર ઉઠાવવામા આવતી હતી, પણ તે ઉપર
ાઇએ ધ્યાન આપ્યુ હતું નહીં. પણ બે અગ્રેજ અમલદારો
ા ખુન થયા ત્યારે મરકી માગે લેવામા આવતા ઇલાજથી
ાેકોમા ફેલાયલા અસતોષ ઉપર સત્તાવાળાઓનુ ધ્યાન ખે
ચાયું હતુ તે બાદ આગળ ચાલતા મે સરકારને સલાહ આ
પી છે કે આગલા અનુભવનો લાભ લઇ બોમ્બ ફેંકવાન
કાલના બનાવ વેળા ફકત જાપતાના ઇલાજો લેવા ઉપરજ
ધ્યાન નહી આપતા લોકોમા ફેલાયલો અસતોષ દુર કરવા
માટે અમલમા સુધારા કરવાના પગલા ભરવા નહી તો એવા
બનાવો ભવિષ્યમા બનતા અટકાવવાનુ અશકય થઇ પડશે.

## મુલતવી રહેલો મુકદમો.

અત્રે પોણાછ થવા આવ્યાથી મી૦ તીલકે તા૦ ૨ જી પોતાનાં લખાણ ઉપરનું વીવેચન પુરૂં કરી તા૦ ૯ મી લખાણ ઉપર વીવેચન કરવાનું આજ ઉપર મુદત રાખવાની ખાહેશ દર્શાવી હતી.

નામદાર જજ્જ—તમને જો હરકત નહીં હોય તો તમારૂં બોલવાનું ચાલુ રાખો.

મી૦ તીલક—આખો દીવસ ઉભો રહી બોલ્યાથી હું થાકી ગયો છું.

નામદાર જજ્જ—ત્યારે મુકદમો હું આવતી કાલે સવારે સાડાઅગીયાર વાગતા ઉપર મુલતવી રાખું છું.

## ઓચરયાંના આધારે દલીલ.

મી૦ તીલકે પોતાનું અધુરૂં રહેલું ભા. આગળ ચલાવ્યા આગમચ નામદાર જજ્જને જણાવ્યું કે મકાનની જડતી લેતી વેળા જે ઓચરયાંઓ પોલીસે જપ્ત કીધાં હતાં, તેમાંના નંબર ૧૭, ૨૨, ૫૬, ૫૮, ૫૯, ૬૨ ૬૩ તથા ૬૫ નંબરવાળાં ઓચરયાં મને આપવાં, કારણકે તેના સંબંધમાં હું મારાં ભાષણમાં ઇશારો કરવા માગું છું.

ઉપલાં ઓચરયાં આપવામાં આવ્યા બાદ મી. તીલકે પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે, મારૂં તા૦ ૯ મી જુનનું લખાણ એકદમ ફાટી ઊઠનારી ચીજો તથા વર્તમાનપત્રો સામેનો જાપતાનો કાયદો તા૦ ૮ મી જુનની વાઇસરાયની ધારા સભામાં એકીવેળા પસાર કરવામાં આવ્યો હતો

ઊપર કરવામા આવ્યુ હતું. એકદમ ફાટી ઉઠનારી ચીજો
લગતો કાયદો હીંદમા પેહેલવેહેલીજ વાર દાખેલ કરવામાં
આવ્યો છે. તથા તે સને ૧૮૮૩ ના ઇંગ્લાંડના કાયદા ઉપરથી
લાવામા આવ્યો છે. તા૦ ૮ મી જુને જે તાર મારફતે ખબર
આવી હતી તે ઉપરથી તા૦ ૯ મીનું લખાણ લખવામા આવ્યું
હતુ, જ્યારે વધુ વીગતો મળ્યા ઉપરથી તા૦ ૧૬ મી જુનનુ
લખાણ કરવામા આવ્યુ હતું. વર્તમાનપત્રોને લગતા કાયદા
ઉપર વાઇસરાયની ધારાસભાના હીંદી સભાસદોએ નાપસંદગી
બતાવી હતી તેઓએ તેની સામે મત આપ્યુ હતું નહી. પણ
ધારાસભામાં એ કાયદો રજુ કરનાર સભાસદ તથા બીજાઓ
તરફથી જે બોલાયુ હતું તે સામે તેઓએ પોતાના વિચાર
જણાવ્યા હતા ધારાસભાના હીંદી સભાસદોની સંખ્યા ઘણી
નાની હોવાથી તેઓને ફક્ત વાંધો બતાવી ચુપ બેસવા ઉપર
જ સંતોષ પકડવો પડે છે એકદમ સળગી ઉઠનારી ચીજોને
લગતો કાયદો આગમચથી પ્રગટ કીધા વગર એકદમ ધારા
સભામા દાખેલ કરી પસાર કરવામા આવ્યો હતો. અલબતે
આઇથી એમ નહી કહી શકાશે કે મુજફરપોરના જેવા બનાવ
અને તેના તકસીરવારોને મના કરવી નહી. પણ જે સામે વાંધો
લેવામા આવ્યો હતો તે એ હતો કે એ કાયદામા પોલીસને
મોટી સત્તા આપવામા આવી હતી. દાખલા તરીકે કેરોસીન
તેલ પણ બોમ્બ બનાવવા માટે વાપરી શકાય એવુ હોવાથી
[illegible] તે કાંઇ

ખરાબ નીયતથી રાખવામાં આવ્યુ હતું નહિ, એવું પુરવાર કરવા જોખમદારી નાખવામાં આવી છે અલબત્તે સને ૧૮૮૩ ના ઇંગ્લાંડના કાયદા ઉપરથી એ કાયદો લેવામાં આ- છે તે કાયદામાં પણ એવી કલમ નાખવામાં આવી છે પણ એ કાયદાનો વહીવટ ઉપર પાર્લામેન્ટ નજર રાખે છે. જ્યારે તો પોલીસના હાથમાં બધી સત્તા જઇ પડે છે. આ સંજો ઉપરથી મેં તા. ૯ મી જુનવાળું લખાણ કીધું હતું. તેનું ચાળુ " આ ઇલાજો કામ માટે અસરકારક થઇ પડે એવા નથી એવું કરવામાં આવ્યુ છે." મે એ લખાણમાં અલંકારી ભા- ફરયાદ કીધી છે કે અંગ્રેજોના સત્તાવાળાઓ ઉપર અંકુશ રા વાની હિંદી પ્રધાન લોર્ડ મોર્લીની ફરજ છે. પણ તે તે તો નથી. એ અલંકારવાળું વાક્ય એ છે કે " હમણા આકાશી પ્રાણીઓ બાહેર પડ્યા-પણ તેને અંકુશમાં રાખના કોઇ નથી. " મે આ લખાણમાં જાબતાની રાજ્યનિતી એ- કું તેના અર્થ સમજાવ્યા છે. તેમાં જણાવવામાં આવ્યું છે જાપતાની રાજ્યનિતી દેશની ભવીષ્યની કેળવણીનો અ- કરીનેજ અટકતી નથી, પણ આગલા વખતમાં જે સુધારા વધા કરવામાં આવ્યા છે તે પણ નીર્મુળ બનાવે છે. આગળચાલ મે જણાવ્યું છે કે ભાષણ તથા વર્તમાન પત્રોનુ છુટા જાહેર પ્રજાની ખીલવણી કરે છે, તથા તેને ટેકવી આપે

ત્રીચારો માર્ગ નથી પણ પ્રખ્યાત કીલમકોએ પોતે ...

છે અત્રે મી० તીલકે ફીલસુફીના પુસ્તોકો માથી એવા કરા ટાંકી બતાવ્યા હતો.

## બારણું આગળ દેખાયેલો ધુમાડો.

મી० તીલક પોતાનુ ભાષણ કરતા હતા તેટલામાં બાર ાતે જે બાજુએ જુરીના ગૃહસ્થો બેઠેલા હતા તે બારણાની ારણત્રે, સામે, એકદમ ધુમાડો નીકળતો માલમ પડયો હતો. ઘોડીજ, સેંકડમા ગુમ થઇ ગયો હતો, પણ તેટલામા ઘણાઓનુ ધ્યાન તે ઉપર ખેંચાયુ હતું તે શાનો ધુમાડો હશે, તેના વી ચારમા તેઓ પડી ગયા હતા. તથા આ બનાવ, ઉપર પોત પોતામા ટીકા કરવા મંડી ગયા હતા. પણ તેમ કરતા તેઓને કોર્ટના બેલીફે તુરત અટકાવ્યા હતા તથા કોર્ટનું કામ જરા પણ હરકત વગર ચાલુ રહ્યુ હતુ.

આ ધુમાડો ફ્લેશ લાઇટની મદદથી જુરીના ગૃહસ્થોની તસ્વીર લેવામા આવ્યાથી થયો હતો.

**બોમ્બ ફેંકવાના બનાવોમાં આસમાન જમીનનો ફરક**

મી० તીલકે આગળ ચાલતા જણાવ્યું કે મારા લખાણમાં મેં આગળ વધતાં જણાવ્યુ છે કે અમેરીકામા લક્ષાધીપતીઓ સાંમે બોમ્બ ફેંકવામા આવે છે તેની તથા હીંદમા દેશમા સુધારા કરાવવા ની નેમથી બોમ્બ ફેંકવામા આવે છે તેમા આસમાન જમીનનો ફરક છે. એડવોકેટ— જનરલે માગ એ લખાણને ખીતુરી જણા વી તે ઉપર મોટી ચાવણી કાઢી છે. પણ મે આ લખાણ એકદમ સબળી છે ... તેને વગતો કાયદો વાઇસરોયની ધારા સભા

દાખેલ કરતી વેળા સર હારવીએડમસને જે ભાષણ કીધું હતું, તે વેળા તેના દરશાવેલા વીચારો નો જવાબ આપવાની મતલબથી કીધું હતું, તેણે જણાવ્યું કે પશ્ચીમ તરફના રીતુરીઓનાં હથિયારો આ દેશમાં દાખેલ કરવામાં આવ્યાં છે. જે રીતુરીઓને એનારકીસ્ટ તરીકે ગણી સજા કરવાની નેમ રાખવામાં આવી છે. હીંદના તથા પરદેશના બોમ્બ ફેંકનારાઓને એક સરખા ગણવામાં ભુલ કરવામાં આવે છે એવુ જણાવવાની મારા લખાણમાં નેમ રાખવામાં આવી હતી. તથા પરદેશોમા એનારકીસ્ટોને બરાબર રીતે પીછાની ઘટતા એલાજ લેવાથી કેવી અસર થાય છે તે બતાવવા માગ્યું હતું. મેં લખાણમાં જણાવ્યું છે કે પોર્ટુગાલમા બોમ્બ ફેંકનારાઓની નેમ રાજ્યમાં સુધારો કરાવવાની હતી. સતા વાળાઓ તેઓની નેમ જોઇ શકયા હતા, તથા એટલુ પણ જોઇ શકયા હતા કે બોમ્બથી ખુન થવાના બનાવો અટકાવવા માટે દેશમાં સુધારા દાખેલ કરવાની જરૂર છે. રશીઆની સરકાર પણ જરૂર જોઇશકી હતી તથા તે સબબે બને રાજ્યોના સતાવાળાઓએ પોતાન. દેશમાં યોગ્ય સુધારા દાખેલ કરવાના જોઇતા એલાજ લીધા હતા. અને તેને પરીણામે એ દેશોમાં બોમ્બ ફેંકવાના વધુ બનાવો બનતા વહેવાર રીતે અટકયા હતા. આ બનાવોની યાદ આપી હીંદમાં પણ એવા એલાજો લેવાની અગત્યતા મેં દર્શાવી હતી.

### બળતી બાબતો ઉપરનું મી. તીલકનું વીવેચન.

"પાયોનીઅર" પત્રે સને ૧૯૦૬ માં રશીયામાં બોમ્બ ફેંકવામાં આવ્યા હતા ત્યારે એજ મુજબના વીચારો દર્શાવ્યા હતા. જણાવ્યું હતુ કે બોમ્બથી કરવામાં આવતા ખુનો કમકમાટ ભરેલાં

પણ એટલુંતો કબુલ કરવુ જોઇએ કે, એક દેશના લોકો દેશમાં સુધારો થવાની સદંતર આશા છોડે છે ત્યારે તેઓને બોમ્બ ઉપર આધાર રાખવો પડે છે. લોકો રાજ્યનાં મોટા લશ્કરના હથિયાર તથા દારૂ ગોળા સામે કાંઇ પણ કરવાને સામર્થવાન થતાં નથી, પણ બોમ્બની મદદથી તેઓ સત્તાવાળાઓને ખુબ બુમ પડાવી શકે છે; તથા રૂશીયાના શહેનશાહને એ હથિયાર આગળ નમી જવા વગર છુટકો રહેનાર નથી. તમો જાણો છો જેમ પૂણામાં મરકીની શરૂઆતમાં એક અમલદાર એક હીંદુના મકાનમાં દાખેલ થયો હતો તથા ઘરની પવીત્ર જગ્યામાં ગયો હતો. આ ઉપરથી ખટ પટ ઊભી થઇ હતી.

મી૦ બ્રાન્સન – મી૦ તીલક પોતાના મગજમાં આવે તે બાબતો ગમે તેમ તકરારમાં મોંઢેથી રજુ કરી શકે નહી તે બાબતની કાંઇ સાહદનો રજુ થવી જોઇએ. આવો બનાવ ખરેખર બન્યો છે કે કેમ? તેજ પહેલાં તો એક સવાલ છે.

નામદાર જજ– મી૦ તીલક પોતાનાં ભાષણમાં ઘણી એવી બાબતો લાવ્યા છે કે જેને આ મુકદમાં સાથે કાંઇ પણ નીસબત નથી. પણ તેઓને પોતાનાં બચાવમાં કામે લાગે એવી લાગતી બધી બાબતો અત્રે રજુ કરવાનો હક હોવાથી મેં તેઓની વચ્ચે પડી બોલતા અટકાવ્યા નથી. પણ અલબત્તે તેઓ મરજી ગમે તેમ વગર આધારે દાખલા આપી શકે નહીં

મી૦ તીલક— આ દાખલો ધારવાડમાં મળેલા કમીશનના રિપોર્ટમાં નોંધાએલો છે પણ આ રીપોર્ટ કમ નસીબે હાલ મારી પાસે નથી. આથી હું એ બાબત ઉપર વધુ નહી બોલીશ.

### બોમ્બ બનાવવાનું સહેલું કામ

મી૦ તીલકે તે બાદ આગળ ચાલતાં જણાવ્યું કે બોમ્બ દેશના

ના બનાવ બનતા અટકાવવાનું સરકારને માટે કેટલું અશક્ય છે તે બતાવવાનાં મેં લખ્યું છે કે એક રૈયત પાસેથી બંદુક તલવાર વગેરે સેહેલથી લઇ શકાય છે પણ બેમ્બ કાંઇ તેજ રીતે લઇ શકાતા નથી. એક માણસ બેમ્બ કેમ બનાવવા તેનુ ગ્નાન ધરાવે કે પછી તેને બેમ્બ બનાવતાં કોઇ અટકાવી શકનાર નથી બેમ્બ બનાવવા માટે કાંઇ ખાસ કારખાનું સ્થાપવાની જરૂર નથી. ફકત થોડીક ચીજોને સાથે મેળવી કોઇ પણ માધાણાનો શખ્સ પોતાને જોઇતા હમ બાર બેમ્બ સપાટામાં બનાવી શકે. આવાજ વીચારો કલકત્તા તથા મુંબઇના અંગ્રેજી રોજીંદા પત્રોએ બેમ્બથી ખુન કરવાના મુકદમા વેળા અનુભવીઓએ આપેલી જુબાની ઉપરથી દર્શાવ્યા હતા. આવુ લખાણ કરવામા મેં લોકો ને બેમ્બ બનાવવા માટે ઉશ્કેરવાની નેમ રાખી હતી એવુ જણાવી મને તમો રીતુરી ગણવા માગતા હો, તો બીજા પત્રોએ એવા જ વિચારો દર્શાવ્યા છે, તેઓને પણ રીતુરી ગણી તેઓને સજા કરો. કલકત્તા તથા મુંબઇના બધા અંગ્રેજી પત્રોએ બેમ્બ ફેંકી ખુન કરવા ના મુકદમામા બેમ્બ કેવી રીતે બનાવવામાં આવે છે તે વગેરેને લગતી અનુભવીઓએ આપેલી જુબાની વીગત વાર પ્રગટ કીધી છે, તેઓએ પણ લોકોમા બેમ્બ બનાવવાનું ગ્નાન ફેલાવવાની નેમ રાખેલી ગણાવી જોઇએ: એવી રીતની તમો તકરાર લેવા બેઠો તો તમે એકે એક પત્રને રીતુરી ગણી શકશો.

## નવી ખબરો બાહાર પાડવાની વર્તમાન પત્રોની અધિરાઇ

હાલના જમાનામાં ચોરી લુટફાટકે ખુનનો બનાવ બનવા પામતા વર્તમાન પત્રો તેને લગતી વીગતો એકદમ બાહેર પાડવાની ઉલટ ધરાવે છે, તથા એ ગુન્હાને લગતો મુકદમો ચાલે તે આગમચ તો તેને લગતી નેરેહવાર વીગતો બાહેર મુકે છે. તેમ કરવામાં તેઓની નેમ ચો

દ્વારા કે ખુન કેમ કરવુ તેની લોકોને શુ સમજણ આપવાની ગણા
? એમ તો તરેહવાર ઝેરોને લગતી વીગતો આપનારી ચોપડીઓ
ટ કરવામાં આવે છે તે ચોપડી પ્રગટ કરવાની નેમ શું લોકોને ઝેર
ઉપયોગ કરી ખુનો કરતાં શીખવવાની ગણાશે !

**ફકરાઓ વચાવા સામે મી૦ બ્રાન્સનનો વાંધો.**

અત્રે મી૦ તીલકે ઓરીએન્ટલ રીવ્યુ ચોપાનીયામાં આવેલુ
ક ખબર પત્રીનુ લખાણ વાંચવા માંડયું હતું જે સામે મી૦ બ્રાન્સને
ધો લીધો હતો

નામદાર જજ્જ ( મી૦ તીલકને ) તમે તકરારી લખાણ લખ્યુ
આગમચ ઓરીએન્ટલ રીવ્યુ માનું આ લખાણ તો લખવામાં
આવ્યુ નહી હોય.

મી૦ તીલક–નહી પણ એવું બતાવવા માગું છુ કે મેં જે વી
ચારો દરશાવ્યા છે, તેજ વીચારો બીજાં પત્રોએ પણ દરશાવ્યા છે.

નામદાર જજ્જ ( મી૦ બ્રાન્સનને ) જો આરોપી એવું ધારતો
ય કે આ લખાણ વાંચવાથી પોતાનો બચાવ કરવામાં મદદ મળશે
છું તેને તે વાચવા દઇશ.

મી૦ બ્રાન્સન–ત્યારે મારે વાધો લેવો નક્રમો છે.

મી૦ તીલકે જણાવ્યું કે એ વાંચવાથી મારા બચાવમા મદદ
મળશે એવું હું માનું છું.

મી૦ તીલકે તે બાદ જણાવ્યું કે ઓરીએન્ટલ રીવ્યુ ચોપાની
મા લખાણ કરનાર જણાવે છે કે હીંદમા છુટ છાટ મુકી કામ લેવાની
રર છે અને તેની રાજનીતિ જ્યાં સુધી અખત્યાર કરવામા નહી આવે
સુધી એમ્બ ફેંકવા જેવા બનાવો બનતા અટકે તે અશક્ય છે.

ચારો, મી૦ તીલકે પોતે લખેલી ચોપડીને લગતી યાદી, સુરતમાં મી૦ તીલકે આપેલાં ભાષણની નકલ, કેટલીક અંગ્રેજી તથા ગુજરાતી વર્તમાન પત્રો વગેરે પરચુટણ ઓચરયાં હતાં. આ વેળા મને ફાટી ઉઠનારી ચીજોને લગતું કાંઇ જ્ઞાન આપનારી ચોપડીઓની જરૂર હતી, કારણ કે ફાટી ઉઠનારી ચીજોને લગતા કાયદા ઉપર વીવેચન કરવાનો મારો ઇરાદો હતો. અને તે મુજબ મેં તા૦ ૧૬ મી જુનના મારા અંકમા " બે નવા કાયદા" એવા મથાળા હેઠળ વીવેચન પણ કીધું છે. આ વીવેચનમા આ વેલા એકજ વાકય ઉપર હું તમારૂં ધ્યાન ખેંચીશ. તેમા મેં જણાવ્યું છે કે બોમ્બ બનાવવા માટેની ચીજ તરીકે કેરોસીન તેલ જેવી ઘરગતુ ચીજને પણ જણાવી શકાય તથા તેના ઉપયોગ સામે સત્તાવાળાઓ અંકુશ મુકી શકે.

મી૦ તીલકે અત્રે અઢી વાગવા આવ્યાથી પોતાનું ભાષણ ખાણા પછી કોર્ટ બેસતા કરવાનો ઇરાદો જણાવતા નામદાર જજે પૂછયું કે તમો ભાષણ કરતાં હજુ કેટલો વખત લેશો તેનો તમે મને કાઇ ખ્યાલ આપશો ?

તેના જવાબમા મી૦ તીલકે જણાવ્યું કે હવે મને ઝાઝું બોલવાનું રહ્યુ નથી અને હું ખરેખર મારૂં ભાષણ આજે કોર્ટ ઉઠે તેટલામા પુરૂં કરીશ.

બાદ કોર્ટ ખાણા માટે ઊઠી હતી,

### મી૦ તીલકનું વધુ ભાષણ

ખાણા પછી સાડા ત્રણ વાગતે કોર્ટ પાછી બેસતા મી.

ાલકે પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે હવે હું
૫૩ क ની કલમ હેઠળ મારી ઉપર મુકવાતા આવેલા આરોપ
પર આવું છું. કાયદાસર મારી સામે એકી વેળા ૧૨૪ क.
લમ તથા ૧૫૧ क. કલમ મુજબ કામ ચલાવી શકાય પણ
થી એમ ઠરાવી શકાય કે એક કલમ હેઠળ બીનગુન્હા કરતાં
ીજી કલમ મુજબ તકસીરવાર મને ઠરાવી શકાય. અથવા તો
ન્ને કલમો હેઠળ સામટો તકસીરવાર ઠરાવી શકાય તે ખુલ્લું
ાથી. ૧૫૩ क. કલમમા શત્રુતાની લાગણી ઉશ્કેરવાની જે
કોશેશ કરે એવા બોલ આવ્યા છે.

## ઘડિયાળ ભાંજવાની કોશેશ

મેં તમને આગળ જણાવ્યુ છે તેમ કાયદાસર ત્યારેજ
કોશેશ કીધેલી કહેવાય કે જ્યારે કોશેશ કરવામાં કાંઈ નેમ
ાખવામાં આવી હોય દાખલા તરીકે હું ફક્ત એક પથ્થરો ઉ
ચકી તે ફેંકું તો કાયદા મુજબ મેં કોઇ પણ પ્રકારની કોશેશ
કીધેલી ગણાય નહી પણ જો હું એક પથ્થર રાજાબાઇ ટાવ
રના મીનારા ઉપરના ઘડીયાળને ભાંજવા માટે ફેંકું તો એ
ઘડીયાળ ઘણું ઉંચે હોવાથી હું તેને કંઇ પણ નુકશાન નહી
કરી શકું તથા પથ્થરો ઘડીયાળને જઇ નહી લાગતા બીજી
ગમ જઇ પડે તે છતા મેં નુકશાન કરવાની કોશેશ કીધેલી જ
ણાય મેં કોશેશ કીધી એવું કાયદા સર બતાવવા માટે એટલુજ પુર
વાર કરવાનુ રહે છે કે મેં રાજાબાઇ ટાવર ઉપરના ઘડીયાળ તરફ

પથ્થરો ટાંકયો હતો. આ કલમમાં એવું જણાવવામાં આવ્યું છે અંગ્રેજી રૈયતના વર્ગમાં ઉશ્કેરણીની ફેલાવવાની કોશોશ. કરવામાં આવે છે. હવે વર્ગો એટલે શું ? આ મુકદ્દમામાં કહેવામાં આવ્યું છે તેમ એ વર્ગો અંગ્રેજો તથા હીંદીઓના થઇ શકે. અથવા તો એસલામીઓ તથા, હીંદીઓ એવો થઇ શકે. એટલે કેજે વર્ગો કાયમના હોય તે વર્ગો ગણી શકાય. પણ બે રાજદ્વારી પક્ષો પડી ગયા હોય તેને કાંઇ વર્ગો કહી નહી શકાય. હીંદ દેશ ઘણી કોમોમાં વેહેચાઇ ગયેલો છે તથા આ કાયદાની નેમ એ છે કે કોઇ કોમો વચ્ચે દુશ્મનની નહી ઉભી કરવી. કે જેથી કોમો એક બીજા સાથે વઢી પડે. પણ આ કલમમાં જણાવવામાં આવ્યું છે કે આરોપીને ગુનેગાર ઠરાવી શકાય ને માટે તેણે લખાણું કરવામાં ગનુવટ બરસી લાગણી ઉમજ કરવાની નેમ રાખેલી પુરવાર કરવી. જોઇએ છે. દાખલા તરીકે હું એક ચોપડી પ્રગટ કરી એસ્લામી તથા હીંદીઓ કેવી રીતે વેંહેચાઇ ગયલા છે. તેઓ વચે અંતર શા સબબસર પડી ગયો છે. તે વગેરેનું વર્ણન આપું તેથી કાંઇ મેં એ બે કોમો વચ્ચે દુશ્મની ઉભી કરવાની કોશેશ કીધેલી ગણાય નહી. મારા બીજા લખાણના સંબંધમાં મારી ઉપર ૧૨૪ क. તથા ૧૫૩क કલમ મુજબ આરોપ મુકવામાં આવ્યો છે. આ લખાણ એકદમ સળગી ઉઠનારી ચીજો તથા વર્તમાન પત્રોને* લગતા કાયદા ઉપર વીવેચન કરવા માટે આવ્યું છે એ લખાણ કંઇ મોટા સરકારી અમલદારોના અમલ સામે લખવામાં આવ્યું નથી. આથી એવું કહી શકાશે કે આ લખાણ કોઇ પણ વર્ગના સંબંધમાં કરવામાં આવ્યું નથી. વખતે એમ કહેવામાં આવશે

* મારા બીજાના લખાણમાં સળગી ઉઠનારી ચીજને લગતા કાયદા

૫૨ મેં વીવેચન કીધેલું હોવાથી તેમા લોકોને ઓત્મ ફેંકવાની કેરણી કરવામાં આવી છે લોકો એટલે ચોકસ વર્ગો એવો અર્થ રી શકાય. પણ સરકારી અમલદારોને અંગ્રેજી રૈયતના વર્ગમાં કેવી તે ગણી શકાય તે હું સમજી શકતો નથી. સરકારી અમલદારો પોતા અમલ કરનારાઓ તરીકે ઓળખાવે છે જેથી તેઓ તેજ વખતે યતના વર્ગમાં કેવી રીતે આવી શકે? તમો નામદાર મારા ઉપર કવામાં આવેલો આરોપ વાચશો તો મારી બોલવાની મતલબ સમજી કશો.

નામદાર જજ્જ—તમો ઉપર મુકવામાં આવેલા આરોપોમાં અંગ્રેજી યતના વર્ગો વચ્ચે ઉશ્કેરણી ઉત્પન્ન કરવાની કોશેશ કરવામાં આવી કે એમ જણાવવામા આવ્યું છે,

મી૦ તીલક—પણ તેમાં ક્યાં ખાસ વરગોના ઉશ્કેરણી ઉત્પન્ન રવાની કોશેશ કરવામાં આવી છે તે નીશ્ચીત રીતે જણાવવામા આ યું નથી.

નામદાર જજ્જ—હા

મી૦ તીલકે તે બાદ જણાવ્યું કે એવી રીતે નીશ્ચેત આરોપ લાવેલો નહીં હોવાથી મને બચાવ કરવામા મુશ્કેલી નડે છે. હું હાલમાં તો એવું માની લઇ મારા વીચારો જણાવીશ કે મારી ઉપર હીંદીઓ તથા અંગ્રેજો વચ્ચે દુશ્મનની ઉત્પન્ન કરવાનો આરોપ મુકવામાં આવ્યો છે. જોકે ખરૂં જોતાં નીશ્ચીત આરોપ નહીં મુકવામા આવેલો હોવાથી મારી ઉપરથી કહાડી નાખવો જોઇએ. પણ તે વાત બાજુએ મુકતાં હું જણાવીશ કે મારા તા૦ ૧૨ મી જુનનાં લખાણને હીંદીઓ તથા અંગ્રેજો વચેના સંબંધ સાથ

કાંઇ પણ લાગતું વળગતું નથી. એ લખાણ ફકત એકદમ સળગી ઉઠનારી ચીજોને લગતા તથા વર્તમાનપત્રો ઉપરના જાપતાને લગતા કાયદાઓ ઉપર વીવેચન કરવામાં આવ્યું છે. મારી સામે એકજ આરો પ માટે બે કલમ એટલે ૧૨૪ ક. કલમ તથા ૧૫૩ ક. કલમ મુજબ કામ ચલાવવામા આવ્યું છે. આપણે વારે ઘડી આ કહેવત સાંભળીએ છીએ કે એક કાકરે બે પક્ષી મારવાં આ કહેવત જો પથરો પુરતાં જોરથી ફેંકવામા આવ્યો હોય તો ને બે પક્ષીઓનાં મરણ નીપજાવી શકે એવું હોવાથી ખરી પડી શકે. પણ એકજ કામ બે જુદા જુદા કાયદા મુજબ ગુનાહ ભરેલું કેવી રીતે ગણી શકાય? તથા એક બારગી ગુનાહ ભરેલું ગણીએ તો પણ એકજ કામ માટે બે જુદા જુદા કાયદાઓ હેઠળ કેવી રીતે મજા કરી શકાય તે મારાં ધ્યાનમાં ઉતરતું નથી. આથી હું પહેલેથીજ જણાવતો આવ્યો છું કે ફરીયાદપક્ષે મારી ઉપર કોઇ પણ રીતના નીશ્ચીત આરોપો મુકવા જોઇતા હતા. વળી જુરીએ યાદ રાખવાનું છે કે પોતાનો અભીપ્રાય તેણે મુકવામાં આવેલા આરોપો ઉપરથીજ નહી પણ આરોપ કેવા સંજોગો વચ્ચે કરવામાં આવ્યો હતો તે ધ્યાનમાં રાખી આપવાનો છે. મારી સામેનાં "કેસરી" પત્રમાં ફીતુરી લખાણ કરવા માટેના કેસના મુકદમામાં નામદાર જજ મી૦ સ્ટ્રેચીએ જુરીને જુબાનીનો સાર કહી સંભળાવતાં જણાવ્યું હતું કે તમારે આ લખાણ કેવે વખતે તથા કયા સંજોગો વચ્ચે કરવામાં આવ્યું હતું તે ઉપર ધ્યાન આપવાનું છે. હું ઉમેદ રાખું છું કે તમો નામદાર જજ જુરીને જુબાનીનો સાર કહી સંભળાતાં તે લખાણ કેવે વખતે, કઇ તરફ, ત્યા ગયકે તથા આસપાસના કેવા સંજોગો વચ્ચે કરવામાં આવ્યું હતું તે ધ્યાનમા રાખવાને જણાવશો, જુરી

આસપાસના સંજોગોથી બરાબર રીતે વાકેફ થઇ શકે તે માટે મેં માગ લખાણુની સમજણ આપતી વેળા કેવા સંજોગો વચ્ચે તે લખવામા આવ્યું હતું તે લંબાણથી દર્શાવ્યું છે.

હવે હું એક ખાનગી આસામીને પોતાનો બચાવ કરવાનો હક રહે છે તે વિષે બોલીશ. જોકે હીંદી ફોજદારી કાયદાની કલમમાં સ્વબચાવ કોને કહેવો તે વિષે કાંઇ ખોલાસો આપવામાં આવ્યો નથી હું પુછીશ કે એક જણે કોઇની બદનક્ષી કીધી હોય તો જેની બદનક્ષી થઇ હોય તેણે ઇન્સાફ મેળવવા માટે કોર્ટમાંજ જવું જોઇએ એમ છે ? તે પોતે પોતાનો બચાવ કરી તેનો જવાબ નહી આપી શકે ? હું આજ મુકદમાના સંબંધમાં એને લગતો દાખલો આપીશ. અંગ્રેજી પત્રો હીંદીઓ ઉપર સખ્ત હુમલા કરતા હતા. સરકારને જણાવવામાં આવ્યું હતું કે હીંદીઓ ઉપર અંગ્રેજી પત્રો તરફથી આવી રીતે હુમલો કરવામા આવે છે, તેમાથી તેઓનો બચાવ કરવા માટે અંગ્રેજી પત્રો સામે કાયદા મુજબ કામ ફકત સરકારજ ચલાવી શકે એવું છે. પણ સરકારે તેમ કરવાને ના પાડી હતી ત્યારે શું હીંદી પત્રોને હીંદીઓ ઉપર થતા હુમલાઓથી પોતાના બચાવ માટે લખવાનો હક નહી હતો ?

## વર્તમાન પત્રોનું છુટા પણું,

હવે હું વર્તમાન પત્રોના છુટા પણાના સબંધમા બોલીશ, વર્તમાન પત્રોનું છુટા પણું કોણને કહેવુ તે કાયદામા સમજાવવામાં આવ્યું નથી પણ ૧૨૪ ક. કલમમા જણાવવામાં આવ્યું છે કે એક પત્ર ધિક્કાર કે ઉશ્કેરણીની લાગણી ઉત્પન્ન નહી થાય તેવી રીતે ટીકા કરી શકે. બાલાબુરાખી વગેરે પત્રો સામેના મુકદમાંઓમા જડજોએ જુરીના સભાસદોને જુબાનીનો સાર કહી સંભળાવતાં ખોલી રીતે જણાવ્યું હતું કે તમો ચુકાદા ઉપર આવતી વેળા આટલી વાત ધ્યાનમા રાખ

જો કે વર્તમાન પત્રોને એવા પ્રકારની ટીકાઓ કરવાનો તો હક આ
પવામા આવેલો છે.

વર્તમાન પત્રોનું છુટાપણું કોણને કહેવું તે ઇગ્લાંડના કાયદા
માં સમૅજાવવામાં આવ્યું નથી. પણ લખાણ વાધા ભરેલું છે કે કેમ તે
આસપાસના સંજોગ ઉપર ધ્યાન આપી નક્કી કરવાનું એકલીજુરી ઉ
પર છોડવામાં આવ્યું છે. હીંદનો કાયદો પણ અસલ કાયદા ઉપરથી
ઘડવામાં આવેલો હોવાથી આપણે એવુંજ અનુમાન બેસવું જોઇએ છે
કે અત્રે પણ વર્તમાન પત્રમાં આવેલું એક લખાણ છાપાને આપવામા
આવેલાં છુટા પણાના હક મુજબ કાયદેસર હરે છે કે કેમ તે આસપા
સના સંજોગો ઉપર ધ્યાન આપી નક્કી કરવાનો હક જુરીના હાથમા
રહેવો જોઇએ છે. લોકોમાં એક લખાણ પ્રગટ કરી ઉશકેરણી કરવાની
કોશેશ માટે જે વખત લખાણ પ્રગટ થવા પછી પસાર થયો હોય તે
વખતમાં તે લખાણની કેવી અસર થઇ છે તે ઉપર પણ ધ્યાન આપ
વુ જોઇએ છે. હું એમ નથી કહેતા માગનો કે વખત ઉપર ધ્યાન આપ
વાની મોટી અગત છે પણ પસાર થયેલા ચોકસ
વખતમાં લખાણની કેવી અસર થઇ છે, તે લખાણને ફીતુરી ઠ
રાવ્યા અગાઉ ધ્યાનમાં લેવાની તો પહેલી જરૂર છે. ધારો કે
મેં બે વર્ષ ઉપર એક લખાણ કીધું હોય તો તે લખાણ ઉ
પર હમણાજ નજર પડયાથી ફીતુરી ગણાવી તે ઉપરની મારી
સામે કામ ચલાવી શકાય કે ? અને એકબારગી કામ ચલા
વવામાં આવે તો બે વરસ સુધી એ લખાણની કાંઇ પણ અ
સર થવા પામેલી નહી હોવાથી અસર શા માટે થવા પામી
નથી ને બતાવવાની ફરિયાદ પક્ષની ફરજ ગણાય કે નહી ? જે લ

જુન ફીતુરી જણાવવામાં આવે તે લખાણની લાંબી મુદત પ
ર થયા છતાં કાંઇ પણ ફીતુરી અસર થવા પામી નથી એવું
થાય તો પણ તે લખાણને ફીતુરી તરીકે કેવી રીતે
કી શકાય ?

## એક ચીજ ઝેરી હોવાની સાબેતી.

આપણે તે સમજવા માટે એક બીજો દાખલો લઈશું.
ા કે મેં એક ચીજ કોઇને ખવરાવી તેને માટે સામી પક્ષ
ફથી કહેવામાં આવે છે કે તે ચીજ ઝેરી હતી. હવે તે
જ ખાવાને લાંબો વખત નીકળી ગયો અને તે ખાનાર ઉ
કાંઈ પણ અસર થઇ નહી હોય તે છતાં મેં ખવડાવેલી
જ ઝેરી હતી એવું સામો પક્ષ કેવી રીતે કહી શકે ? તેટલું
ાં તે જો ખવરાવવામાં આવેલી ચીજ ઝેરીજ હતી એવું કહેવા
હક દે, તો તેને પુરવાર કરવું પડે કે ખવરાવવામાં આવેલી
જ તો ઝેરીજ હતી. પણ કોઇ બીજા સંજોગો વચ્ચે બતાવ્યાથી
ઝેરની ખાનાર ઉપર કાંઇ અસર થવા પામી નથી. મરાં લખા
ી અત્યાર સુધી કાંઇ અસર થવા પામી નથી. તે દર્શાવવા માટે
યાદ પક્ષની ફરજ છે કે લખાણું કરવામાં એવા કયા સંજો
વચ્ચે ઉભા થયા હતા કે જેને લીધે મારાં લખાણની મેં ધા
ી ઉશ્કેરણી ઉત્પન્ન થવા પામી નથી તે ગણાવી આપવું. ક
સીએ ફરીયાદ પક્ષને છેલ્લું ભાષણ કરવાનો હક મળેલો
ાથી તે તેનામાટેના કયા સંજોગો બતાવવા માગે છે.ને ધ્યાન
રાખી હું જવાબ આપી શકતો નથી. પણ ફરિયાદ પક્ષના

ઇરાદાના સંબંધમાં તદન અંધારામાં રહી મને જવાબ આ
પડે છે અલબતે ભાષણ કરવાનો છેલ્લો હક્ક મેં ગુમા
તે માટે હું કોર્ટને અહનામ કરી શકતો નથી, મેં પોતે
હક્ક હું ગુમાવીશ એવું જાણ્યા છતાં મારો બચાવ કરવા
મારી ઇચ્છા મુંજબનો માર્ગ પસંદ કીધો છે પણ તમો નામદાર જ
ના અપક્ષપાતપણા ઊપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. મેં આ હક્ક
બ્યાથી મને જે કાંઇ ગેર લાભ થયો છે. તેનો બંગ મુને પુ
વિશ્વાસ છે કે તમો નામદાર ફરિયાદપક્ષના ધારાના હે ..
ભાષણ પછી જુરીને જુબાનીનો સાર કહી સંભળાવતાં
તરફનો ખોલાસો પણ બરાબર રીતે સમજાવશો.

એવી તકરાર સાધારણ રીતે લેવામાં આવે છે કે
લખાણ એવા ચોકસ વખતે લખવામા આવ્યું છે કે જે
સેહેજ પણ ફીતુરી લખાણ દારૂખાનામાં એક ઇ ગારી પ
ભડકો લઇ ઉઠે તેમ લોકોમા એકદમ બળવો ઉઠાવનારૂં
પડે. પણ જો મેં તકરારી લખાણ કીધું તે વેળા લોકોની ખ
જો એવીજ સ્થિતિ હતી તો બીજા પત્રોએ જે વિચારો
લા હતા તેવીજ મતલબના વિચારો દર્શાવવા માટે મારા
લા ઉપર શામાટે કામ ચલાવવું જોઇએ? મેં જણાવ્યું છે તે
બોમ્બ ફેંકવાના બનાવ ઉપર આખાં હીંદમાં સામાન્ય વીને
જ બોંમ્બ ફેંકવાના બનાવ ઉપરથી ઉભું થયું હતું. આ વીને
ચલાવનારાઓમાં મોટા સરકારી અમલદારોના વર્ગની તરફે

કરનારાઓ તથા વીરોધીઓ એવાં બે તડ પડી ગયાં હતાં. આવી રીતે સામાન્ય વીવેચન ચાલતું હતું. તેમાં ભાગ લેવા માટે કામ ચલાવવા માટે મને એકલાનેજ શા માટે ચુંટી કાઢવામાં આવ્યો હતો? આ બધા સંજોગો ઉપર તમો ધ્યાન આપશો તો તમે જોઇ શકશો કે મારૂં લખાણ કરવામા લોકો માં ઉશ્કેરણી ફેલાવવાનો મારો સહેજ પણ ઈરાદો હતો નહી. વળી મેં બતાવ્યું છે તેમ મારાં અસલ મરાઠી લખાણનો આધાર મારા ઉપર આરોપ પુરવાર કરવા માટે લેવામાં આ વ્યો નથી. પણ તેના અંગ્રેજી તરજુમાનો લેવામા આવ્યો છે.

મી૦ બ્રાન્સન—હું મી૦ તીલકનું ધ્યાન ખેંચીશ કે મી૦ તીલક ઉપરનો આરોપ ' સાથે જોડવામાં આવતા અંગ્રેજી તરજુમા મુજબનાં અસલ લખાણ ઉપરથી " મુકવામાં આવ્યો છે, એવું ખોલી રીતે ફરિયાદનામામા જણાવવા આવ્યું છે. આરોપ કાંઇ અંગ્રેજી તરજુમા ઉપરથી મુકવામાં આવ્યો નથી.

મી૦ તીલક—એટલે એમજ ઠર્યુ કે મારી ઉપર આરો પ પુરવાર કરવાનો આધાર મારાં અસલ લખાણ ઉપર લેવા માં નથી આવ્યો પણ અંગ્રેજી તરજુમાનો આધાર લેવામાં આવ્યો છે.

મી૦ તીલકે તે બાદ નામદાર જજને જણાવ્યું કે વળી તમારે આ વાત ધ્યાનમાં રાખવાની છે કે સરકારે મારા ઉપ ર કામ ચલાવવાની ખહાલી અંગ્રેજી તરજુમો વાંચ્યાથી આ

પેલી હોવી જોઇએ તથા મારી ઉપર આરોપ અંગ્રેજી તરજુમા સુજબ મુકવામાં આવ્યો છે.

## કેળવાયેલી મરાઠી કોમ.

એવું જણાવવામાં આવ્યું છે કે "કેસરી" પત્ર અભણ લોકોના હાથમાં જતું હોવાથી તેઓ ઉપર તેની કેવી અસર થવી જોઇએ તેનો વિચાર કરવો જોઇએ છે. પણ "કેસરી" પત્રમાં આવેલાં આવાં લખાણના વાંચનારાઓ અજ્ઞાન કેવી રીતે હોઇ શકે ? રાજદ્વારી બાબત ઉપરનાં આવાં લખાણ વાચનારાઓને તેનો અભણ કેવી રીતે ગણાવી શકો ? વળી "કેસરી" પત્ર વાંચનારાઓ આવાં લખાણની પુરેપુરી સમજ ધરાવનારા ગણાવા જોઇએ. કારણકે "કેસરી" પત્રમા રાજદ્વારી વિચારો આજ કાલના નહી પણ વર્ષો થયાં દર્શાવવામા આવે છે. તથા મેં જણાવ્યું તેમ આ વિચારો કાંઇ નવા નથી પણ જુનાજ વિચારો નવા આકારમા દર્શાવવામાં આવ્યા છે મરાઠી કોમ અજ્ઞાન છે એમ કહેવું તદ્દન ભુલભરેલું છે મરાઠી કોમના મુખ્ય ધામ પૂણામા સાર્વજનીક સભા આજે પચીશ કે ત્રીશ વર્ષ થયાં સ્થપાઇ છે, જે સભા લોકોને, રાજદ્વારી વિચારોથી માહીતગાર બનાવવાનું કામ કરતી આવી છે મર્હુમ નામદાર જજ મી૦ રાનડેએ પણ એજ મુજબ મરાઠી કોમને રાજદ્વારી બાબતથી વાકેફ કરવામાં કાંઇબાકી રાખ્યું નથી એવું મિ વે તરફથી સ્વીકારવામાં આવે છે. આ બધા સંજોગો

બંધસાં બોલવા માંડયું. મી૦ તીલકે જણાવ્યું કે હું મેન્સ ક્રીમીનલ લોવાળી ચોપડીમાંથી ૨૯૪, ૬૬૩ તથા ૭૦૮ કલમો ટાંકીશ. આ કલમો ટાંકવામાં મારી મતલબ ફક્ત એટલીજ છે કે હીંદનો કાયદો ઈંગ્લાંડના કાયદાને મળતોજ આવે છે. એટલે કે જુરી પોતાનો ચુકાદો આપતાં ફક્ત કાયદા ઉપરજ આધાર નહી રાખતા આસપાસના સંજોગો ઉપર ધ્યાન આપી પોતાનો ચુકાદો આવી શકે છે. આ કલમો ઉપરથી તમો જોશો કે કોશેષ કાયદેસર ત્યારેજ કહેવામાં આવે જ્યારે કાંઇ કામ કરવાની શરૂઆત કરી ચુકવામાં આવી હોય, મેં હવે મારા બચાવનું ભાષણ પૂરૂં કીધું છે. આટલા દિવસ સુધી મારૂં ભાષણ ધીરજથી સાંભળ્યું છે તે માટે હું તમો જુરીના ગ્રહસ્થોનો ઉપકાર માનું છું. હું જાણું છું કે તમો કામધંધાનાં માણસો છો અને તમને આટલો વખત રોકવાથી તમને ઘણો ગેરલાભ થાય છે તે હું જાણું છું. પણ મારા પોતાના બચાવના લાભને ખાતર મને મારો મુકદમો તમો સન્મુખ લંબાણથી રજુ કરવાની જરૂર હતી. મેં છેવટે ભાષણ કરવાનો મારો હક ગુમાવ્યો છે. પણ મને નામદાર જજ ઉપર સંપુર્ણ ભરૂસો છે. તેઓ એડવોકેટ-જનરલ તરફથી છેલ્લું ભાષણ કરવામાં આવ્યાથી અને તેમાં આવેલી કેટલીક બાબતો નો જવાબ આપવાનું બની શકશે નહી તે બોબતો તમને રાબર રીતે સમજાવશે. મેં તમને શરૂઆતમાં જણાવ્યું તેમ

ધારાના હેમાયતી તરીકે કામ કરવાનો મને મહાવરો નથી.
હું જાણું છુ કે મારી જગ્યાએ મારી તરફથી બીજો કોઇ
ધારાનો હેમાયતી વધારે સારી રીતે મારો બચાવ કરી શકતે.
પણ આ મુકદમાનો ચુકાદો આપતી વખતે કાયદા કરતાં સાદી
સમજથી જોવાનું વધુ હોવાથી મને લાગ્યું કે હું મારો મુક
દમો તમો સન્મુખ ખોલી રીતે મુકી શકીશ. હું જાણું છું કે
એડવોકેટ-જેનરલ મારા ભાષણની વચે ઘણી વેળા પડી મારા
ભાષણમાં મુકદમાને લાગતી વળગતી નહી એવી બાબતો લા
વામાં આવેલી જણાવી મને મારા બચાવમાં હરકત નાખી
શકતે પણ મારા તરફથી કોઇ ધારાનો હેમાયતી મારા બચાવ
માટે નહી હોયાથી તેઓએ મારો બચાવ મારી મરજી મુજબ
કરવા દેવાની મેહેરબાની બતાવી છે જે માટે હું તેઓનો ઉ
પકાર માનું છું. મી. બ્રાન્સનના સબંધમા હું એવું બોલ
વામાં કોર્ટના નહી પણ બધાઓના વીચાર દર્શાવું છું કે એ
ડવોકેટ-જેનરલ પોતાની જીંદગીમાં આ પેહેલીજવાર પોતાને
ખરી બાજુ તરફથી રજુ થવા જેવી હાલની સ્થીતીમાં જુએ છે.

## સાદો મુકદમો.

મુકદમો સાદો છે અને મેં તમને જણાવ્યું છે તેમ
મારૂં લખાણ એક લાંબો વખતથી ચાલતાં આવેલા વીવે
ચન મોટા સરકારી અમલદારોના વર્ગના આપખુદ અમલ તથા
રાષ્ટ્રીય હકકો વચે થતી અથડામણના સંબંધમા ચાલે છે.
વરસો થયાં આવું વીવેચન ચાલતું આવ્યું છે. છેક ત્રીશેક

પગમ થયા મરહુમ ગવ સાહેબ વીશ્વનાથ નાગાયણ માંડળીક ના અધ્યક્ષપણા હેઠળ મળેલી સભામા મરહુમ મી ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞીકે મોટા સરકારી અમલદારોના અમલના જણાતી ખામીઓ ઉપર ભાષણ આપ્યુ હતુ હવે તમારે આ વાત યાદ રાખવી જોઇએ છે કે સરકારી અમલદારોના અમલ ગાને ટીકા કરવી તે કાંઇ અંગ્રેજી અમલની હૈયાતીને જોખમમા નાખવા જેવુ નથી અમલમાં ફેરફાર કરવા જણાવવો તે એક જાણીતા અંગ્રેજ રાજદ્વારીએ જણાવ્યુ છે તેમ અમલને એક ડગલો બાંધ જેસ્તો નહી આવે તો તે કહાડી નાખી તેની જગાએ બીજો પેહેરવાને જણાવવા જેવું છે હવે ઓખ્ખનાં, માના લખાણના સંબંધમા બોલતા જણાવીશકે બોમ્બનો ઉપયોગ તો જેમ અંગ્રેજી તેમજ હીંદી વર્તમાનપત્રોએ વખોડી કહાડયો છે પણ તેઓના બોલવા વચે ફરક એટલોજ છે કે અંગ્રેજી પત્રો જ્યારે બોમ્બથી બનેલી હોનારતનો લાભ લઇ હીંદીઓ તરફથી રાજદ્વારી હકો ભોગવવા માટેની કરવામા આવતી માગણીને દાબી દેવા માગે છે, ત્યારે હીંદી પત્રો જણાવે છે કે આ બોમ્બની હોનાગત અંગ્રેજી મોટા સરકારી અમલદારોના આપખુદ અમલનુ પરીણામ છે, તથા એથી હોનારતના બનાવો બનતા અટકાવવા માટે અંગ્રેજી પત્રો તરફથી ભલામણ કરવામા આવે છે તેમ આખ વીચી જાપવાના ઇલાજો લેવાના કાંઇ સર નથી ખરો મર્મ તો છે કે મોટા સરકારોના

આપખુદ અમલ સામે અંકુશ મુકવો તથા પ્રજાની ઉમેદો તથા ખાહેશો પાર પાડવી

## કટોકટ વખતે જુરીની જોઇતી મદદ

હીંદીઓ પોતાના હક્ક મેળવવા માટે આવી રીતે મોટા સરકારી અમલદારો સામે લડત ચલાવે છે તથા હાલમાં એ હક્કો મેળવવાના સબંધમાં આપણે કટોકટના વખતમાં આવ્યા છીએ જયારે તમારો બધો ટેકો મેળવવાની જરુર છે જો ત મારામાંનો એક જણ પણ બાહેર આવી કહેશે કે હુ બીનગુન્હે ગાર છુ તો તેટલાથી પણ હું સંતોષ પામીશ, જોકે તેથી મને કાંઈ લાભ થનાર નથી પણ તેથી મને એટલો સંતોષ મળશે કે છુટાપણાની મારી કોશેશની તરફ જુરીમના એક ની પણ દીલસોજી છે. ઇંગ્લાંડમા જુરીમાનો એક ગ્રહસ્થ બા હેર આવી આરોપીને બીનતકસીરવાર ઠરાવે તો તેથી આરો પીને ખરેખરો લાભ થાય છે કારણ કે તેને એકમતે તકસીર વાર ઠરાવી શકાય એવુ હોયાથી જુરીનો વહેંચાયલો અભીપ્રાય સ્વીકારવામા આવતો નથી, તથા તેની બીજી જુરી મારફતે ત પાસ ચલાવવી પડે છે

## સીઝરની તાજ મેળવવાની નીષ્ફળ કોશેશ.

મે લોકોમાં ઉશ્કેરણી ફેલાવવાની કોશેશ કીધી છે એવો ફર્યાદપક્ષ તરફથી મારા ઉપર આરોપ ભાર મુકી મુકવામા આવ્યો છે ત્યારે મેં કાયદા મુજબ કોશેશ કીધેલી ક્યારે ગણાય

પરગ થઓં મરહુમ રાવ સાહેબ વીશ્વનાથ નારાયણ માંડળીક નાં પ્રમુખપણાં હેઠળ મળેલી સભામાં મરહુમ મી. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞીકે મોટા સરકારી અમલદારોના અમલમાં જણાતી ખામીઓ ઉપર ભાષણ આપ્યું હતું. હવે તમારે એ વાત યાદ રાખવી જોઇએ છે કે સરકારી અમલદારોના અમલ સામે ટીકા કરવી તે કાંઇ અંગ્રેજી અમલની હૈયાતીને જોખમમાં નાંખવા જેવું નથી. અમલમાં ફેરફાર કરવા જણાવવો તે એક જાણીતા અંગ્રેજ રાજદ્વારીએ જણાવ્યું છે તેમ અમલને એક ડગલો ખેંચખેંસતો નહીં આવે તો તે કહાડી નાખી તેની જગ્યાએ બીજો પેહેરવાને જણાવવા જેવું છે. હવે બોમ્બનાં મારાં લખાણના સંબંધમાં બોલતાં જણાવીશકે બોમ્બનો ઉપયોગ તો જેમ અંગ્રેજી તેમજ હીંદી વર્તમાનપત્રોએ વખોડી કહાડયો છે. પણ તેઓનાં બોલવા વચ્ચે ફરક એટલોજ છે કે અંગ્રેજી પત્રો જ્યારે બોમ્બથી બનેલી હોનારતનો લાભ લઇ હીંદીઓ તરફથી રાજદ્વારી હકો મેળવવા માટેની કરવામાં આવતી ચળવળીને દાબી દેવા માગે છે, ત્યારે હીંદી પત્રો જણાવે છે કે આ બોમ્બની હોનારત અંગ્રેજી મોટા સરકારી અમલદારોના આપખુદ અમલનું પરીણામ છે, તથા એવી હોનારતના બનાવો બનતા અટકાવવા માટે અંગ્રેજી પત્રો તરફથી ભલામણ કરવામા આવે છે તેમ આંખ વીંચી ઝાપટવાના ઇલાજો લેવામાં કાંઇ સાર નથી. ખરો માર્ગ એ છે કે મોટા સરકારોના

ખુદ અમલ સામે અંકુશ મુકનો તેથા અગ્નાની ઉમેદો
• ખાટેશો પાગ પાડની

### કરોકટ વખતે જુરીની જોકતી મદદ

હીંતીગો પોતાના હક મેળવવા માટે આવી રીતે મોગ
સન્ારી અમલદારો સામે વડત ચલાવે છે તથા હાલમા એ
હકો મેળવવાના સબધમા આપણે કોરટના વખતમાં આવ્યા
છીએ જયારે તમાગે ઘણો હકો મેળવવાની જરૂર છે જો ત
ગમાનો એક ન્ના પણ ખાટેગ આવી કહેશે કે હુ બીનગુનહે
ર છુ તો તેગ્વાની પણ હુ સતોષ પામીશ, જોકે તેથી
મને કાંઇ લાભ થનાર નથી પણ તેથી મને એવો સંતોષ
રી કે છાપખાનાની મારી કોશેશની તરફ જુરીમના એ
ી પણ હીલસોજી છે ઇગ્લાડમા જુરીમાનો એક શહ્સ્થ ના
ન્ર માવી આરોપીને બીનતકસીરવાર ઠરાવે તો તેથી આરો
પીને ખરેખગ્ર લાભ ઘણ છે કારણ કે તેને એકમતે તકસીર
વાર ઠ્ગાવી શકાય એવુ હોવાથી જુરીનો વહે ચાયેલો અભીપ્રાય
સ્વીકારવામા આવતો નથી, તથા તેની બીજી જુરી મારફતે ત
પાસ ચલાવવી પડે છે

### બીજુરની તાજ મેળવવાની નીષ્ફલ કોશેશ.

મે લોકોમા ઉશ્કેરણી ફેલાવવાની કોશેશ કીધી છે એવો
ન્યાયપંચ તરફથી મારા ઉપર આરોપ ભાર મુકી ન્ત વામા
આવ્યો છે ત્યારે મે કાયદા મુજબ કોશેસ કીધેલી ત્યારે ?

તે તમને સમજાવવા માટે લંબાણથી વીવેચન કીધું હતું. શાળામાં હતો ત્યારે મને એક વાકય શીખવવામાં આવ્યું હતું. જે મને હમણા યાદ આવે છે. તે વાકયં એ છે, કે "સીઝરે તાજ મેળવવાની કોશેશ કીધી હતી પણ તેમાં તે નીષ્ફળ નીવડયો હતો." એજ મુજબ મેં લોકોમાં પ્રીતુરની લાગણી ઊશ્કેરવાની કોશેશ કીધી છે કે કેમ તે નક્કી કરવા માટે તમોને તપાસવાનું એ છે કે સીઝરે તાજ મેળવવાની નેમ રખી હતી તેમ મેં ઊશ્કેરણી ફેલાવવાની નેમ રાખી હતી કે કેમ? અને તેમાં મને નીષ્ફળના મળી હતી કે કેમ? તમો મને એકબારગી ગુન્હેગાર ઠરાવો પણ તે છતાં તમો દરેક જણ જો આ બાબત ઊપર જુદાજુદા તમારા અભીપ્રાય દર્શાવશો કે મારું લખાણ ગુન્હાભરેલું છે કે ફક્ત કાયદા મુજબજ હું ગુન્હેગાર છું. તો તેથી પણ મને એવું જાણી સંતોષ મળશે કે તમો અમારી છુટાપણાની લડત તરફ દીલસોજી ધરાવો છો. હીંદીઓની જીંદગીની મુદત જોતાં મારી ઊમર ઘણી મોટી છે, અને મને થોડાંજ વર્ષ જીવવાનું છે. આથી તમારા ચુકાદાથી મને ઝાઝું અમલું પડવાનું ગણાશે નહી. પણ તમારે આ વાત યાદ રાખવી જોઇએ છે. કે તમો હમણા જે ચુકાદો આપશે તે હીંદીઓ તરફથી ચલાવવામાં આવતી છુટાપણાંની લડતના સબંધમાં તવારીખમાં યાદગાર રહી જશે. આથી હાલમાં આ મુકદમાનો ચુકાદો આપવામાં તમારે માથે મોટી જોખમદારી રહેલી છે. તમો અંગ્રેજોએ જે મોટી લડત ચલાવી છાપા તથા લખવાનું તવારીખમાં યાદગાર

ા ગયેલું છુટાપણું મેળવ્યુ છે તે યાદ રાખજો તથા હીંદીઓ
પણ એવુંજ છુટાપણુ મેળવવામાં તમારી કુમક આપજો.

### શેહેરમાં ચાલતી ગડબડ.

હવે એક બીજી બાબત ઉપર હું તમારૂં ધ્યાન ખેં
ા માગુ છું. શહેરમાં હાલમાં જે ગડબડ ચાલે છે. તેની
ે મારૂં નામ જોડાવાની એકગમથી કોશેશ કરવામાં આવી છે. હું
વાત નામદાર જજના ધ્યાન ઉપર લાવવા માગતો હતોપણ
નજીવી ગણી હું તે માટે અત્યાર સુધી બોલ્યો હતો નહી.
તમો જુરીના ગ્રહસ્થોને એટલીજ અરજ કરીશ કે જા
પત્રોમાં જે લખાયુ હોય તે ઉપર ધ્યાન નહી આપતાં ખુદ
મુકદમા ઊપર ધ્યાન આપી તથા આ મુકદમાને લગતા આ
ાસના બધા સંજોગો તપાસી તમારો અભીપ્રાય આપજો.
ને જે ઇશ્વર પાસે એક દિવસે જવાબ આપવાને જવાનું છે
ા મનમાં ડર રાખી તમારૂં હૈયું જે કબુલ કરે તેજ
દો-આપજો.

અત્રે મી૦ તીલકે પોતાનું ભાષણ પુરૂં થયેલું જાહેર
હતુ.

### નામદાર જજને અરજ.

મી૦ તીલકે અત્રે નામદાર જજને જણાવ્યું કે મેં મારૂં
ણ પુરૂં કીધુ છે. મેં જણાવ્યું છે તેમ મારી સામે ફરિ
પક્ષ તરફથી મુકવામા આવેલા આરોપો અનિશ્ચિત પ્રકારના
ાથી એડવોકેટ-જનરલ મારી સામે ભાષણ કરતી વેળા કોઇ

મી૦ તીલકે અત્રે કોર્ટને જણાવ્યું કે એડવોકેટ-જનરલ જુરી તરફ જોઇને બોલતા હોવાથી તેઓનું બોલવું મારાથી બરાબર સંભળાતું નથી.

નામદાર જજે મી૦ તીલકને અત્રે એડવોકેટ-જનરલની પડોશમાં ખુરશી અપાવી હતી.

મી૦ બ્રાન્સને એ પછી પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે આરોપીની કોઇ પણ વીગતો વીશે તમોને ખોટીરીતે દોરવવાની મારી બીલકુલ ખાહેશ નથી, અને માત્ર ખરી વીગતો રજુ કરવા સીવાય હું સેહેજ પણ આગળ વધનાર નથી. હું હમણાં જે મુદ્દો તમો સન્મુખ રજુ કરૂં છું તે એ છે કે એક ફરીયાદ ખરી પણ હોય છતાં તેથી એક ફીતુરી લખાણ કરવાનું બહાનું મળેલું લેખી શકાય નહી. પ્રીવી કાઉનસીલે પણ એજ પ્રકારનો ચુકાદો આપ્યો છે. મી૦ તીલકે પોતાની જે બીના રજુ કરી છે તે સાથે કાયદો કાંઇપણ સંબંધ ધરાવતો નથી. મી૦ જસ્ટીસ સ્ટ્રેચીનું સમીંગઅપ ખામી ભર્યું છે, એવા મતલબની અરજી પ્રીવીકાઉન્સીલ સન્મુખ અરજીના ટેકામાં એવું કારણ રજુ કરવામાં આવ્યું હતું કે જજે જુરીને ખોટી રીતે દોરવી હતી. પ્રીવી કાઉન્સીલે એ અરજના સંબંધમાં ચુકાદો આપતાં જસ્ટીસ સ્ટ્રેચીના ચુકાદામાં કંઇ પણ ખામી હતી નહી એમ ખુલ્લી રીતે જણાવ્યું હતું. જસ્ટીસ સ્ટ્રેચીનું એ સમીંગઅપ ખચીતજ ઘણું વખાણવા જોગ હતું. પોતાના એ સમીંગઅપમાં જસ્ટીસ સ્ટ્રેચીએ મી૦ તીલકે જણાવેલી વીગતોને બેદરકારી પૂર્વક ઠેરાવી હતી. સમા-ચારપત્રમાં બાતમી કરી શકાય કે નહી તેના સંબંધમાં મી૦ જસ્ટીસ તેમને ચુકાદો આપતાં જણાવ્યું હતું કે એક બાતમી ખરી વીગતના

સબંધમા સચાઇ ક્યારે જાહેર કરી શકાય કે જ્યારે આરોપી પોતે એમ પુરવાર કરે કે તે સચાઇ પુરવાર કરવાની તેની મતલબ જાહેર પ્રજાના લાભ માટેની હતી

મી૦ તીલકે વચેવચે કેટલીક ટીકા કરવાથી મી૦ બ્રાન્સને જણાવ્યું કે મી૦ તીલક જ્યારે ભાષણ કરતા હતા ત્યારે મેં તેવણને ખલલ કરી હતી, નહીં પણ મને હાલમા તેઓ ખલેલ કરેછે મે તેવણના ચાર દીવસના લંબાણ ભાષણ વેળાએ ફક્ત બેજ વખત તેવણને અટકાવ્યા હતા અને તેમ કરવાની મેં સંપૂર્ણ જરૂર જોઇ હતી ત્યારે મેં તેમ કર્યુ હતું આથી કરીને હુ મી૦ તીલકને કહુ છુ કે તેવણે પણ મારા સંબધમા મારા જ જેવી વર્તણુંક ચલાવવી અને મને ખલલ કરવી નહીં અલબત જો તેવણને માલમ પડે કે હું તેવણે જાહેર કરેલી વીગતો માટે ગેરસમજુતી ઉત્પન્ન કરૂં છું તો તેવણ મને અટકાવે તો વાજબી ગણાશે, પણ તેવા સંજોગ વગર મને તેવણ અટકાવશે તો મારે વધારે સખ્ત શબ્દો વાપરવા પડશે. હવે ગ્રહસ્થો હું તમો સન્મુખ નેમ અને કાગદો એની વ્યાખ્યા કહી સમજાવીશ. મી૦ તીલકે તે બાબે ઘણો મુનસફ અર્થ તમોને સમજાવ્યો છે. તેવણ પોતાનું સઘળું જે બોલવાનું હતું તે બોલી ચુકયા છે તેવણે પોતાને મળેલા હકનો સંપૂર્ણ રીતે લાભ લીધો છે અલબતા આ કેસ અગત્યનો હોવાથી તેમણે વાજબી વખત જોઇયે તે કરતાં લીધો છે, છતાં હું તમારો બીન જરૂરી વખત લેવા માગતો નથી અને તેથી કરીને માત્ર સાદી વીગતો તમારી સન્મુખ રજુ કરીશ. મી૦ તીલક પોતાની સઘળી તકરારો પુરવાર કરવામાં નીષ્ફળ નીવડયા છે.

અત્રે અઢી વાગી જવાથી ખાણા માટે ઉઠતાં નામદાર જજના પુછવાથી મી૦ બ્રાન્સને જણાવ્યું કે આજે પાંચ વાગતા સુધીમાં ભાષણ પુરૂ કરવાને હુ આશાથી બનતું કરીશ

લખાણ કરવામાં આવ્યું હોય તેથી વાંધો લેવા લાયક ગણી શકાય. મી૦ તીલકે જણાવ્યું છે કે અંગ્રેજી પત્રોમાં લખાણ પોતાના તથા પોતાના પક્ષ સામે તથા હીંદીઓ સામે કરાવવામાં આવ્યું તથા અંગ્રેજી પત્રો સખત ભાષામાં લખાણો કરતા હતાં તેના જવાબ માટે લખાણ મેં લખ્યું હતુ, પણ કેઈ તરફથી હુમલા કરવા આવે તેના જવાબમાં રીતુરી લખાણ કર્યું તે કાંઇ ફોજદારી કાયદાના ગણનો નથી. મી૦ તીલકે જણાવ્યું છે કે દરરોજ અંગ્રેજી પત્રો હીંદી પત્રોને તથા હીંદી પ્રજા ઉપર હુમલો કરતાં હતા. મિશકેરાક મી૦ તીલકે જે લખાણ ટીધું હતું મી૦ "એશયન" તથા "એમયાયર" નામનાં પત્રોએ સર્વે બાબત ટીકા કીધી હતી તે ટીકા બતાવવા માટે ખુદ એ રજુ કીધાં નથી પણ "ગુજરાતી" પત્ર રજુ કીધું છે, એ ટીકા ઊતારી લીધી છે. અસલ અત્રે રજુ નહી કરવામાં આવે ફક્ત નકલ ઉપર જ્યુરી કેવી રીતે ધ્યાન આપી શકે તે હું સમજી શકતો નથી.

## હીંદી પ્રજાકીય કોંગ્રેસ ભાંગી નાખનાર.

તા. ૭ મી મેનાં "પાયોનીયર" પત્રમાં આ ટીકા મી૦ તીલકે ટાંકી બતાવી છે પણ "પાયોનીયર" તેમાં ખાસ હીંદી પત્રો કે હીંદીઓ સામે કાંઇ વીવેચન કીધું નથી પણ તેમાં ફક્ત સામાન્ય ટીકા કરવામાં આવી છે. અત્રે મી જાન્ટલમેને "પાયોનીયર" પત્રનું આખું લખાણ વાંચી જવું જોઇએ કે આ ટીકા કોઇ પણ રીતે ઊશ્કેરણી ભરેલા તમો

કરશો નહી આ લખાણમા કોગ્રેસના મધ્યમ વીચાર ધરાવ નારા પક્ષ સામે વીવેચન કરવામા આવ્યુ છે. જે પક્ષના હોવાનો મી૰ તીલક જેવા શખસજેણે છેલ્લી હીંદી પ્રજાકીય કોગ્રેસ ભાગી નાખી હતી તેઓ કદાચ દાવો કરી શકશે

## દેશાભીમાન ફીતુર.

મી૰ તીલકે જણાવ્યુ કે તકરારી લખાણ કરવામાં હું વાજબી હતો, કારણ કે મારી ઉપર, મારા મીત્રો ઉપર તથા હીંદીઓ ઉપર હુમલો કરવામાં આવ્યો હતો જેનો આ લખાણ જવાબ છે. તે ઓ જણાવે છે કે મે લખાણ ગરમાગરમ તકરાર કરતીવેળા લખ્યું હતું. તેઓ જણાવે છે કે મારૂં લખાણ સરકારને સલાહ આપવા માટે લખવામા આવ્યું છે. પણ તેથી ફીતુરી લખાણ કરવાનુ વાજબી કેવી રીતે ગણી શકાય ? તેઓએ સખ્તભાષા વાપરી હતે તે આપણે સમજી શકતે, પણ ફીતુરી કાયદાની કલમ હેઠળ એવી રીતનું લખાણ કરવામાં તેઓ કેવીરીતે વાજબી ગણાય ? તે હું સમજી શકતો નથી. મી૰ તીલક આપણને એમ સમજાવવા માગે છે કે પોતાની નેમ પોતાના દેશમા સુધારા કરવાની હોવાથી તથા પોતાનો બચાવ કરવાની હોવાથી તથા સખ્ત તકરાર ચાલતી હતી તે વેળા ગુસ્સામાં લખેલું હોવાથી તેઓને ગમે તે પ્રકારનું લખાણ કરવાનો હક્ક છે. તેઓની આ તકરાર તદન બેહુદી છે. તેઓની તકરાર એવી ગણી શકાય કે " દેશાભીમાન ફીતુર " એટલે દેશના

ફીતુરી બનવાનું વાજબી ગણાય તેઓ કહે છે કે મારી જો સારી હોય તો પછી હું ગમે એવું ફીતુરી લખાણ ૯ તે છતાં તમો મને તકસીરવાર ઠરાવી શકો નહી. પણ ત નેમ દેશાભીમાની હોય તેથી શું તમો તમારા દેશના ઃ નું ઉલંઘન કરી ગુન્હા કરી શકો ? એક જણ કોઇને કરે તો બદનક્ષી કરવામા તેની નેમ ગમે તેવી હોય તે ૯ તે બદનક્ષી માટે તો ગુન્હેગાર ઠરે છે. સખ્ત લખાણ કે માં તમારી નેમ સારી હોય તો તમો ફક્ત એટલુંજ કરી કે સજા કરતી વેળા જજને તમો તમારી સારી નેમ ધ્યાન રાખી સજામાં ઘટાડો કરવાની અરજ કરી શકો. પણ તમા સારી નેમ કાંઇ ફીતુરી લખાણ કરવા માટેના બચાવ તરી આગળ કરી શકાય નહી. મી૦ તલીક તરફથી રજુ કરવા આવેલી તકરારો એક કુંડાળામાં ફર્યા કરવા જેવી છે. એ ત કરારોનો છેડો કયાં છે તે કહી જાણી શકાય નહી.

## બોમની વાત કરી સરકારને આપવામાં આવેલી ધમકી.

મી૦ તીલકનાં લખાણની મતલબ બોંબની વાત આગ ળ કરી સરકારને આડકત્રી રીતે કે ખોલી રીતે ધમકી આપવા ની હતી.

હું હવે તકરારી લખાણમાંથી ફકરાઓ ટાંકી બનાવી આપીશ કે મી૦ તીલકે જે જણાવ્યું છે કે બોંમ્બ ફેંકવાના બના વ તરફ મેં નાપસંદગી દર્શાવી છે તે ખોટું છે.

અત્રે મી૦ બ્રાન્સને તે મતલબના ટીકા ટાંકી બતાવ્યા હતા.
મી૦ તીલકે પોતાનાં લખાણમાં ખોલે ઇશારો કીધો
કે બોમ્બ ફેંકવાના બનાવથી રુશિયામાં રાજદ્વારી સુધારા થ
પામ્યા છે, જેની નકલ હીંદમાં થયાથી પણ તેવુંજ પરિણામ
શે. મી૦ તીલકે ખુદ બે અંગ્રેજ બાનુઓ ભુલમાં બોમ્બથી
.. ગઇ છે તે મ ટે દલગીરી બતાવી નથી, પણ મેજીસ્ટ્રેટ
કીંગ્સફર્ડનું ખુન થવાને બદલે તેઓ મારી ગઇ તે માટે ખે
દર્શાવ્યો છે. લખાણમાં બધેબધ પરદેશી અમલદારોને દેશમાં
લાત મારી બાહેર કહાડો. પરદેશી અમલદારોનું આ દેશમાં
. નથી એવું જણાવવામા આવ્યું છે.

સામટી રીતે લખાણની નેમ એવું બતાવવાની છે કે બોંબ
કવાના બનાવથી જુલ્મી અગલ વધારે જુલ્મી બનશે પણ
વા જુલ્મી અમલનું કાંઇ લાંબો વાર ચાલવાનું નથી.

## બંગાલાના ભાગલા.

તકરારી લખાણમાં બંગાળાના ભાગલા પાડવાની સજની
ત રદ કરવામાં નહી આવતી હોવાથી લોકો નીરાશ થયા છે
એવું જણાવવામાં આવ્યું છે. પણ બંગાળના ભાગલાના સંબં
ધમાં ખોટું શું છે ? ફકત એક મોટા ભાગને એકજ પ્રાંતીક
સરકાર હેઠળ રાખવાને બદલે તેના બે વિભાગો કરી બે [illegible]
હેઠળ રાજકારોબાર સરલ રીતે ચલાવી શકાય તે માટે એવા ભા
ગલા કરવામા આવ્યા છે:

## હીંદી લશ્કરની બદનક્ષી

લખાણમાં ગોરા મોટા અમલદારોના વર્ગના અમલે દેશની મરદાનગીનો નાશ કીધો છે. એવું લખવામાં જે હીંદી લશ્કરે થોડાજ વખત ઉપર પોતાની બહાદુરીનો પુરાવો આપ્યો છે તેની ખોટી બદનક્ષી કરવામાં આવી છે.

## જજજે જુરીને સમજાવેલો જુબાનીનો સાર.

નામદાર જજ્જે જુરી સન્મુખ જુબાનીનો સાર કહી સંભળાવતાં જણાવ્યું કે તમે બાહેર- જે સાંભળ્યું હોય તે મગજમાંથી કહાડી નાખી અત્રે જે કહેવામાં તથા સાંભળવામાં આવ્યું હોય તે ઉપરથીજ મારો અભિપ્રાય બાંધજો આરોપી તમો ઉપર તથા તમારા ચુકાદા ઉપર વિશ્વાસ રાખશે એવું જણાવ્યું છે. તથા તમો પોતે પણ આરોપીને એક તમારી ભાઇબ ધ રૈયત તરીકે ગણી તેના ઉપર મુકવામાં આવેલા આરોપનો ચુકાદો આપજો.

## મુકદમો ચલાવવાની સરકારની ફરજ.

સરકાર આ મુકદમો ચલાવે છે તે બાબતને તમો કાંઇ વજન લાગુ પાડતા ના. સરકાર તો તેમાં પોતાની ફરજ બજાવે છે. નાની ચોરીના, ખુનના, ગટફાટના વગેરે જે બધા મુકદમા આ સેશન્સ કોર્ટમાં ચલાવવામાં આવે છે તે બધા સરકાર પોતેજ ચલાવે છે. તેની ફરજ છે કે જ્યારે તે કે તેના અમલદારો ધારે કે કાયદાનું ઉલંઘન થયું છે ત્યારે આં

પીઓને અદાલતમાં ઉભા કરવા. પણ આરોપ ખરો છે કે-
ની તે ફરિયાદ પક્ષ તથા આરોપીનું સાંભળી નક્કી કરવાનું
મ જજ તથા જુરીનું છે. હાલના આરોપી સામે મુકવા-
આવેલા આરોપો આરોપીએ જણાવ્યું છે કે જાહેર તથા
જદારી બાબતને વગતાં છે. એવા આરોપ માટે કોઇને ના
નો ગતાવવામાં નહી આવે તે મતલબથી એવા આરોપો
મે કામ ચલાવ્યા આગમચ તે માટેની કામ ચલાવનાર
કારી અમલદારને પ્રથમ સરકારની ખાસ પરવાનગી મેળ
ી જોઇએ છે. આરોપીએ કહ્યુ છે કે સરકાર તરફથી આરો
સામે કામ ચલાવવાનો સેહેજ પણ ઇશારો થાય તો તે તેને
સીરવાર ઠરાવવાના હુકમ જેવો છે. પણ એવો ખ્યાલ ત
તમારા મગજમાંથી કહાડી નાખજો આપણે અત્રે ફક્ત
દો અમલમાં મુકવા માટે મળ્યા છીએ. આપણે સરકારના
હુકમ મુજબ ચાલવાને બધાએલા નથી આરોપી સાથે
ન્યાયી તથા વાજબી રીતે વર્તવાની મારી ખાહેશ હતી,
ી તે મુજબ મેં આરોપીને પોતાનો બચાવ પોતાની મર
મુજબ કરવા દીધો છે, જો કે તેઓએ ઘણી બળતી બાબ
ા સંબધમાં વીવેચન કીધું હતું. તેમા હરકત નહી કરનાં
તેઓને પોતાના વીચારો પોતાની મરજી મુજબ ખોલી
ી દર્શાવવા દીધા હતા.

જજ જુરીની ફરજ.

બંધમા આરોપી લંબાણુથી બોલ્યા છે. પણ હું તમને જણાવી
કે એક જજની ફરજ હીંદી ફોજદારી કાયદામાં ખુલ્લી રીતે
શીવવામાં આવી છે, કાયદામાં ઉભા થતા કયા સ્વાલો ઉપર ફડચો
વાનું કામ જજનું પોતાનું છે તથા કયાનો ફડચો કરવાનું કા
જુરીનું છે તે દર્શાવવાનું કામ જજનું પોતાનું છે, જજ
બાબતમાં જે ચુકાદો આપે તે મુજબ ચાલવાને તમો જુરીના
હુદ્દેથી બંધાએલા છો. મુકદમાનો સાર જુરી સન્મુખ કહી સ
ભાવતાં જજ કાયદા તેમજ આસપાસના સંજોગો ઉપર પોતા
વિચાર દર્શાવી શકે. અને જુરીની ફરજ છે કે પોતા સન્મુખ
કવામા આવેલી કઇ વીગતો ખરી છે તે પોતા માટે નક્કી :
તથા જજની સુચના મુજબનો ચુકાદો આપવો. જુરી સ ઉ
મારા વિચારો મેં ઉપર જણાવ્યા મુજબ દર્શાવવાનો મને હક્ક છે.
બાબતમાં કાયદો તદન ખુલ્લો છે, આવા પ્રીતુરના મુકદમા
વર્ષ થયા કોર્ટમા આવે છે. તેમાં થયેલા લંબાણ વીવેચનની
કાયદાની દરેક કલમનો અર્થ ખુલ્લો થયો છે એડવોકેટ
રલે તમને આ બાબતમાં કાયદાની સમજણ આપતાં નામદ
જજ મી૦ સ્ટ્રેચીએ જુરી સન્મુખ વાંચી સંભળાવેલો સ
તમો આગળ મોટે ભાગે વાંચી સંભળાવ્યો છે. તેમાં દર્શા.
આવેલા વિચારો નજીવા અપવાદ સિવાય નામદાર જ
મી૦ ક્રેનનાં પ્રમુખપણાં હેઠળ મળેલી આ કોર્ટની પુલ
તથા પ્રીવી કાઉન્સીલે પસંદ કીધા છે.

હવે હું આરોપી સામે જે કલમો મુજબ કામ ચલા

- આવ્યું છે તેનો તમને ખુલ્લો ખ્યાલ આપીશ આરોપી ઉપર બે લખાણુના સંબંધમા ૧૨૪ अ. તથા ૧૫૩ अ. કલમો હેઠળ બધા મળી ત્રણ આરોપો મુકવામાં આવ્યા છે. આ કલમોમાં પ્રીતુર શાને કહેવું તે વગેરેની સમજણ આપનારા આવેલા ફકરાઓ ઉપર હવે હું બોલીશ. કલમ ૧૨૪ अ. માં જણાવવામાં આવ્યું છે કે સરકારના કામ સામે ટીકા કરતાં ભાષણ કે લખાણ એવું નહી જોઈએ કે જેથી સરકાર સામે લોકોના મગજમાં ધિક્કાર કે તુચ્છકારની લાગની ઉત્પન્ન થાય. ધિક્કાર તથા તુચ્છકારના સંબંધમા હું જણાવીશ કે આપણે બધા એક યા બીજી વખતે એવી લાગણી ધરાવીએ છીએ સરકાર તરફ પ્રીતુરની લાગણી ધરાવવી તેમા બેવફાદારી તથા સરકાર સામેની દુશ્મનની લાગણી સમાઈ જાય છે. કોઇ પણ વક્તા અથવા લેખકને સરકારનાં કામ સામે પોતાને ગમે એવી સખ્ત ભાષામાં ટીકા કરવાનો હક્ક છે, પણ આટલું યાદ રાખવનુ છે કે એક વક્તા કે લેખક એક સરકારને અપ્રમાણીક નીયત કે ખરાબ નેમ લાગુ પાડી શકે નહી.

## પ્રીતુરનો અર્થ.

૧૫૩ अ. કલમ માટી કલમ છે આ કલમમા જે કોઇ રૈયતના વર્ગોમાં સરકાર સામે દુશ્મની કે ધિક્કાર ઉત્પન્ન કરવાની કોશેશ કરે તેને સજા કરવાની સત્તા આપવામાં આવી છે. આ કલમ જો કે એક વક્તા તથા લેખકને પોતાના વિચારો ખુલ્લી

રીતે દર્શાવવાનો હક્ક આપે છે તે છતાં તે હક્ક એવી રીતે ભોગવવો જોઇએ કે જેથી રૈયતના જુદા જુદા વર્ગો વચ્ચે દુશ્મનીની લાગણી ઉભી થાય, આ બાબતમાં પોતપોતાની તરફેણમાં બંને પક્ષે "બંગોબાસી" વાળો કલકત્તાની હાઇ કોર્ટમાં આપવામાં આવેલો ચુકાદો ટાંકી બતાવ્યો છે. તેમાં જજજે પીતુરનો અર્થ આહુથી ઉલટું એવો કીધો છે એક લખાણ અથવા ભાષણથી કાંઇ ગડબડ કે તોફાન નહી થયું હોય તે છતાં તેથી જો લોકોમાં સરકાર સામે ધિક્કાર અથવા દુશ્મનીની લાગણી ઉત્પન્ન થાય એવું હોય તો તેટલુંજ આરોપીને તકશીરવાર ઠરાવવા માટે બસ છે.

### એક લેખકનો ઇરાદો કેવી રીતે નકી કરવો?

એક વકતા અથવા લેખકનો શું ઇરાદો હતો તેનું અનુમાન તેનાં ભાષણ અથવા લખાણ ઉપરથી તેમજ આગમચ તેના તરફથી આપવામાં આવેલાં ભાષણો અથવા લખાણો ઉપરથી ખેંચી શકાય.

ફરયાદ પક્ષે તમો સન્મુખ આરોપીનાં લખાણ રજુ કરી જણાવ્યું છે કે આ લખાણથી સરકાર સામે ધિકારની લાગણી ઉત્પન થાય એવું છે. તમારે આ લખાણો વાંચી આ લખાણથી વાંચનારનાં મગજ ઉપર કેવી અસર થાય તેનું અનુમાન ખેંચી ફરિયાદ પક્ષનું કહેવું ખરૂં છે કે કેમ ? તે ઉપર મત આપવું. તમને જો આ લખાણ લોકોનાં મગજમાં

ત્કારની લાગણી ઉશ્કેરે તેવાં લાગે તો આરોપીનો એવી લાગણી ઉશ્કેરવાનો ઇરાદો હતો એવું ગણવું એમ આ કોર્ટના માજી વડા જજ્જ સર લોરેન્સ જેનકીન્સે ઠરાવ્યું હતું.

## કોશેશ અને ઇરાદા વચ્ચે ફરક.

આરોપીએ કોશેશ કીધેલી કાયદો ક્યારે સ્વીકારે છે તેનો તમને ખ્યાલ આપવા માટે પંજાબની હાઈ કોર્ટનો એક મુકદમો ટાંકયો હતો. તેમાં તેણે એક જણ કોદાળી લઇ બીજાની પુઠે તેને મારવા દોડયો હતો તેનો દાખલો આપ્યો હતો, તથા જણાવ્યું હતું કે આ શખ્સ જેને મારવા દોડયો હતો તેનાથી ચાર કદમ જેટલે છેટે હતો તેટલા તેના હાથમાથી કોદાળી ખેંચી લેવામાં આવી હતી. આ ઉપરથી કોર્ટે આરોપી સામે ખુનની કોશેશ કરવાનો આરોપ ટકી શકે નહીં એવું ઠરાવ્યું હતું, કારણ કે તે ચાર કદમ આગળ વધતાં ખુન કરવાનો પોતાનો ઇરાદો ફેરવી નાખે તે બનવાજોગ હતું એવું ગણ્યું હતું. પણ મી૦ તીલકે તમને આ મુકદમાનું વધુ પરીણામ શું આવ્યું હતું તે જણાવ્યું નથી. આરોપીને ખુનની કોશેશ કરવાના વાંકમાથી મુકત કરવામાં આવ્યો હતો પણ તેને ગંભીર ઇજા કરવાની કોશેશ કરવા માટે ગુન્હેગાર ઠરાવ્યો હતો. તથા જજ્જે જણાવ્યું હતું કે, આરોપીનો ગંભીર ઇજા કરવાનો ઇરાદો તો હતો.

નામદાર જજ્જે આગળ ચાલતાં જણાવ્યું કે ૨૦ પીએ પોતાના બચાવમાં ઘણી સદીઓ આગમચ

કદમા તથા તે વેળા કરવામા આવેલાં ભાષણ ટાંકી બતા
છે. પણ તે વખતના સંજોગો હાલના કરતાં તદન જુદા ર
આરોપીએ જે ભાષણો ટાંકી બતાવ્યાં છે, તેનો મોટો
એક બંગાળીએ પ્રગટ કીધેલી ચોપડીમાં આપવામાં આવ્યે
છે. આરોપીએ જણાવ્યું છે તેમ અલબત તમો જુરીના
સ્થે છાપાનાં છુટાપણાનો બચાવ કરો, અગ્રેજી પત્રો કર
દીદી પત્રો તરફ વધારે રહેમદીલીથી નજર કરો છો. કાર
કે એ પત્રો હજુ તો ઉઘરતાં પોતાની જવાનીમાં છે
સ્વભાવીક ઉત્સાહી છે. એક જજ્જે દર્શાવેલા વીચાર મુજ
વર્તમાનપત્રો જો પ્રમાણીકપણે તેઓને નીતિની રૂયે ઠપકો ન
આપી શકાય તેવી ભુલ કરે તો તેઓનાં લખાણને બદન
ભરેલા ગણવા જોઈતાં નથી. પણ જયાં પ્રમાણીકપણે વીચા
દર્શાવવાનું છોડી ગાલગળોચ ઉપર આવે ત્યારે છાપાનાં છુ
પણાનો છેડો આવેલો ગણવો જોઇએ છે. બીજા એક જજ્જ
જણાવ્યું છે કે જાહેર તથા રાજદ્વારી બાબતો ઉ
ટીકા કરવા માટે વર્તમાનપત્રોને ઘણું છુટાપણું આ
જોઇએ છે, કારણકે એવી બાબતોમા પ્રમાણીકપણે છુટથી
ટીકા કરવામા આવતા ઘણો લાભ થાય છે

લોર્ડ ફીટઝ્જરાલ્ડે જુરીને જુબાનીનો સાર કહી સંભ
ળાવતાં જણાવ્યું હતું કે તમો છાપાનાં છુટાપણાનાં રક્ષણકર્તા
ઓ છો પણ તેજ વેળા છુટાપણાનો ગેરઉપયોગ થાય તે ત
મજબુત હાથે દાબી નાખો.

હવે આરોપીનાં લખાણના સંબંધમાં ફરિયાદ પક્ષે જણાવ્યું છે કે રાજદ્વારી નેમથી ખુન કરવાનુ લખાણમા પસંદ કરવામા આવ્યુ છે એવી રીતનાં લખાણથી વાચનારના મગજ ઉપર કેવી અસર થવી જોઇએ તેનો તમો ખ્યાલ કરજો. પણ તેજ વેળા અહી તહી આવેલા છુટાછવાયા વાકયો તથા ફકરાથી તમો એકદમ એક યા બીજી બાજુએ મત બાંધી લેતા ના. આખુ લખાણ વાંચ્યા પછી તેની મગજ ઉપર કેવી અસર થાય છે, તે ઉપર તમો ધ્યાન આપજો આરોપી ઉપર જે બે પ્રીતુરી લખાણ કરવાનો આરોપ મુકવામાં આવ્યો છે તે વાચતાં તમને એ લખાણો સરકાર સામે લોકોના મગજમાં ધિક્કાર તથા તુચ્છકારની લાગણી ઉત્પન્ન કરવા માટે કરવામાં આવેલાં લાગે તો તમને વધુ લખાણો વાંચવાની જરૂર નથી. એટલાંજ લખાણ ઉપરથી 'આરોપીને ધિક્કાર ઉત્પન્ન કરવાની નેમ હતી એવુ તમો અનુમાન ખેંચી શકશો.

### તરજુમા સામે લેવાયેલો વાંધો.

લખાણમા આવેલાં વાકયો વગેરેનો તમો સધારણ અર્થ ઉઠાવજો આરોપીએ પોતે તો પોતાના લખાણના કરવવામા આવેલા તરજુમા વીશે ફરિયાદ કીધી હતી. પણ મી૦ નેશીને ઉલટપાલટ તપાસ માટે આરોપી સન્મુખ રજુ કરવામાં આવ્યા હતા, ત્યારે તેઓના જવાબથી તેઓમાટે તમારાં મગજમાં કેવો ખ્યાલ ઉપજયો હતો. મને તો લાગે છે કે તેઓએ કાંઇ પણ

પક્ષપાતી વગર જુબાની આપી. તથા મરાઠી ભાષામાં પુરવીણ હોય તેવું પાણી બતાવ્યું હતું. તેઓએ બરાબર વીચાર કરી જ વાબો આપ્યા હતા. વળી આ વાત યાદ રાખવાની છેકે તરજુમો મી૦ જોશીએ નહી પણ આ કોર્ટના તરજુમા કરનાર દુભાષાએ કીધો હતો. તે જો પોતાનું કામ સારી રીતે કરી શકતા નહી હોય તો તેને એ ઓધા ઉપર આઓવાર રહેવામાં દેવામાં નહી આવે તેટલો પણ તમારે ખ્યાલ રાખવો જોઈએ છે. આ કોર્ટમાં તેઓ તરફથી કરવામાં આવેલો તરજુમો હમેશા ખરા તરીકે સ્વીકારમાં આવતો રહેલ છે. તરજુમો કરનારને પોતા સામે દુશ્મની હોય એવું આરોપીએ કહ્યું નથી. ત્યારે તેઓ તરફથી બોલોનો મચરડી મરડીને તરજુમો કરવામાં આવ્યો છે. એવું આરોપી શા ઉપરથી કહે છે? મી૦ જોશીએ પોતે તો તરજુમામાં જ્યાં ભુલ જેવું લાગ્યું ત્યાં તેવગર , આનાકાથીએ કબુલ કીધું છે. માણસ ભુલ કરે એ બનવા જોગ છે. અને તે મુજબ સત્તાવાર તરજુમમાં પણ ભુલ આવે. તે ભુલ કોઈપણ સાક્ષીની ઉલટપાલટ તપાસ કરી આરોપી બત્તાવી શકે. મી૦ જોશીને મી૦ કવીનની સહી પુરવાર કરવા માટે લાવવામાં આવ્યા હતા. તેઓને એડવોકેટ-જનરલે વગર જરૂરે સવાલ પુછયો હતો કે તરજુમો ખરો છે. કે'? પણ તરજુમો સત્તાવાર હોવાથી તે ખરોજ તરીકે માની લેવો જોઈતો હતો.

મી૦ તીલકે પોતે મી૦ જોશીની ઉલટ પાલટ તપાસ હતી, જેમાં મી૦ જોશીએ નજીવી ભુલો શીવાય તર

મ્માં ખર તરીકે બતાવી આપ્યો હતો. પણ તે છતાં મી૦ તી
કે જે પોતાના અર્થ જણાવ્યા છે તે સત્તાવાર તરજુમાને ખ
કે આપણે સ્વીકારીશું. મેં પોતે કેટલાક બોલો મી૦ તીલકના
ણાવ્યા મુજબ સ્વીકાર્યા છે. નામદાર જજે અત્રે એવાસ બ્યા
'પ બોલો ટાંકી બતાવ્યા હતા. હવે તરજુમા સામે આરોપી
પો લે છે ત્યારે આરોપીએ રજુ કીધેલો પોતાનો તરજુમો
વો અને તે ઉપરથી આરોપીનાં લખાણનાં સંબંધમાં અનુ
ન ખેચો. લખાણ ઉપર ધ્યાન આપતાં બધા આસપાસના
જોગો તથા "કેસરી" પત્રના વાંચનારાઓને ધ્યાનમાંરાખજો.

## એકવીશ કલાક અને દશ મીનીટનો ખુલાસો.

મી૦ તીલકે જણાવ્યું કે તેઓના પત્રોનો ફેલાવો હીંદી
ત્રોમાં સર્વેથીં વધુ છે. આ પત્રો મરાઠી ભાષામાં પ્રવીણ એ
વીદ્વાનો તથા કેળવાયેલા માણસો વાંચતાં હોવા જોઇએ તે
જ જેઓ પોતાને માટે અનુમાન ખેંચવાની સારીસમજ ન
ીં ધરાવતા હોય રાજ્યદ્વારી બાબતો સમતા નહિ હોય
થા તેઓ પણ વાંચતાં હોવા જોઇએ. હવે તમો
ચાર કરો કે "કેસરી" પત્ર વાંચનારાઓની જે મોટી
ંખ્યા તે વાંચે છે. તેના મગજ ઉપર આ તકરારી
ખાણો વાંચ્યાથી કેવી અસર થવી જોઇએ ? વળી
ા વાત પણ ધ્યાનમાં રાખજો કે એ પત્રનાં ના ...
મને જે કલાક અને દસ મીનીટ સુધી આ

એ લખાણનો ખુલાસો આપ્યો છે તેવો લાભ કાંઇ મળતો નથી. લખનારની નેમ, ઇરાદા, કાયદા, લખાણ ખરૂં કે નહી તે વગેરેના સંબંધમાં અત્રે બંને બાજુ તરફથી ઘણું બો લાયું છે કાયદા મુજબ લખાણના ઉકતા અર્થો ઉપરથી આ રોપીના ઇરાદાનું અનુમાન ઉપજાવી શકાય છે, જે લોકો માટે લખાણ કરવામાં આવ્યું હોય તે લોકો શું સમજે તે ઉપર આરોપીના ઇરાદાનું અનુમાન કરતી વેળા તમને ધ્યાન આપ વાનું છે.

હવે આપણે અત્રે બેઠેલાઓ આરોપીના લખાણથી ધિક્કાર વગેરેની લાગણી લોકોમા ઉશ્કેરાઇ છે અથવા એવી લાગ ણી ઉશ્કેરવાની આરોપીએ કોશેશ કીધી છે કે નહિ તે કેમ પુ રવાર કરી શકિયે ? તમો સો જણાને બોલાવો તેઓ કહેશે કે અમારા મગજમા લખાણ વાચ્યાથી ધિક્કાર ઉત્પન્ન થયો નથી પણ અમો લખાણને સામું વખાણની લાગણીથી જોઇએ છીએ. બીજા સો કહેશો કે લખાણ વાંચ્યાંથી અમારા મગજમાં ધિ ક્કાર ઉત્પન્ન થયો છે આથી ખરૂં અનુમાન લખાણ વાચ્યા પછી તે ધિક્કાર તથા બેવફાદારી ઉત્પન્ન કરવા જેવું તમને લાગે છે કે કેમ તે ઉપરથી તમો પોતેજ વધારે સારી રીતે કહી શકો. લખાણની ભાષા અંગ્રેજો અમે વેર ઉત્પન્ન કરે તેવી છે કે કેમ ? તે ઉપર તમો વિચાર કરો, અને તે પછી ચુકાદો આપો.

### સતાનાગાયો તરફ માનની નજરથી નહીં જોવાનું પરીણામ.

એક ચીજ તમો ધ્યાનમા રાખજો. તોફાન, ગડબડ,

થાતી, ખુન વગેરે જેવા બનાવો મતાવાળાઓ શેહેરમા
તી જાળવવા માટે જોખમદાર છે તેઓ તરફ તુચ્છકાર તથા
કારની લાગણીથી જોવામા નહી આવતુ હોય તો ઘણુંજ
ડા બનવા પામે.

જો સરકાર માટે, તેમજ બીજાઓના જાન, માલ મી
કતના હક્કો માટે લોકોમાન ધગવતાં હોય તો ગડબડ, તો
ન બોમ્બ ફેકવાના બનાવો વગેરે કાઇ બનવા પામે નહી.
કહ્યુ છે કે કાયદો કાઇ કહેતો નથી કે ફોરોશ ફતેહમદ
નીજ જોઇએ. મી૦ તીલક તો આગળ વધી તમો જુરીના
હમ્થોને કહ્યુ છે કે કાયદો ગમે એવો હોય તો પણ તમો
ારી તથા કાયદાની વચ્ચે ઉભા રહી છાપાના છુટાપણાનો બ
ાવ કરજો પણ આપણુને ખુદ કાયદો સખ્ત છે કે નહી ને
ાથે કામ નથી દેશના કાયદાને તો સર્વેએ તે સામે માથુ
ચઢયા વગર ચુપચુપ સ્વીકારવો જોઇએ. એક શખ્સનો નેમ
ામે એવી પ્રમાણીક હોય તે છતા તેણે કાયદાનુ ઉલઘન ક
ુ જોઇતુ નથી માણસ હમેશા કોઇ નેમ ધ્યાનમા
ાખી કામ કરે છે. કેટલાક દાખલાઓના નેમ અપ્રમાણીક હોય
ાથા કેટલાક દાખલાઓમા નેમ કવી રીતે રાખવામા આવી
ે તે શકમદ જણાય પણ તેમને નેમ સાથે કામ નથી તેમને
માલી આરોપો સાથે કામ છે. કેટલીક વેળા ખરી વાતને એવા
પદવી નાખવામા આવે છે કે જેથી ખરેખર ઇરાદો ગણી ઝેરી
લખાણ લખવામા આવ્યુ હોય તેથી લખાણ વધ ઝેરી બને છે

અઠવાડયે શરૂઆતનું લખાણ લખવામાં આવ્યું છે, ત્યારે લખાણ એકદમ પુખ્ત વીચાર વગર લખવામાં આવેલું ગણાય કે ? એવું તમો જો ગણો તો આરોપીને તેનો લાભ આપજો.

**પોતાના બચાવમાં લખાણકીધેલુ ક્યારે ગણાય ?**

આરોપીએ કહ્યું છે કે મેં સ્વબચાવમાં આ લખાણ લખ્યું છે, જો કોઇ એક શખ્સ બીજા શખ્સનું નાક ખેંચે તો તે બીજો શખ્સ નાક ખેંચનારને મુકી મારે તો તેણે સ્વબચાવમાં કામ કીધેલું ગણી શકાય. પણ પોતાનું નાક ખેંચનારને બદલે કોઇ તરાહેત માણસને તે મુકી લગાવી કહાડે તો પોતાના સ્વબચાવમાં તેણે મુકી લગાવેલી કેવી રીતે કહી શકાય ? એજ મુજબ અંગ્રેજી પત્રોએ કીધેલાં લખાણથી આરોપીએ પોતાને ગુસ્સો ઉપજેલો તથા તે ઉપરથી પોતાના બચાવમાં લખાણ કીધેલું જણાવ્યું છે. પણ આ લખાણમાં તેઓએ શું કીધું છે ? શું એ અંગ્રેજી પત્રો સામે તેઓએ હુમલો કીધો છે ? નહીં તેઓએ તો સરકાર સામે હુમલો કીધો છે. મારૂં આ બધું કહેલું તમો બધું સ્વીકારી તેજ મુજબ ચુકાદો લાવજો એમ હું કાંઇ તમને કહેતો નથી. તમારે જોઇએ તો તમો મારાથી તદન જુદા પડજો અને તમારા વીચાર જુદા હોય તો તમારા વીચારને પેહેલી અગત આપજો તથા તે મુજબનો ચુકાદો આ

હું 'તમારા ચુકાદાને આધારે છું'. આરોપી તરફથી ઘ
અતો તમો સન્મુખ લાવવામાં આવી હતી તથા ઘણા
જેવા ફકરાઓ વાંચવામાં આવ્યા હતા. આરોપીએ
લખાણો તરફ દીલસોજી બતાવવાનું કામ ગેર
રૂ ભરેલું હતું પણ તેથી આરોપી સામે એક
નો મત બાંધી દેતા ના. આરોપીએ જણાવ્યું છે કે બીજા
લખ્યું તે મુજબ મેં પણ લખ્યું હતું. પણ બીજાઓ સાથે
ને કાંઇ કામ નથી, આરોપીનું લખાણ કેવું છે તેજ ફક્ત
ને જોવાનું છે. આરોપી કહે છે કે હું પ્રજાના લાભ માટે
સામે રાજબંધારણને અનુસરતી રીતે ખોટી રીતે લડત
તો હતો. તમને આરોપીનું આ કહેવું ખરૂં લાગે તો તેનો
આરોપીને આપજો. બોમ્બનાં લખાણના સંબંધમાં કહેવા
રૂર નથી કે બોમ્બ ફેંકવાનો બનાવ ધિક્કાર ભરેલો તથા
રો છે. ખુની એકને, જ્યારે બોમ્બ દજનને મારે છે. આ
તરફ મરવેએ કમકમાટથી જોવાનું છે. તમને લાગે કે
બતમાં આરોપીનું લખાણ ઘટતી રીતે લખવામાં આવ્યું
આરોપીને છોડી મુકજો. વાંચનારાઓનાં મન ઉપર આ
ણી અસર કેવી થવી જોઇએ તે ઉપર તમો વિચાર કરો
ી કહે છે કે રાજદ્વારી બાબતોની ચળવળી કરનારાઓના
ફેંકવાના બનાવમાં હાથ હતો એવું ચ મેજી પત્રો બણ
રનાં હતા તેથી તેને ગુસ્સો ઉપજ્યો હતો પણ તેની
આપણને કામ નથી, બોમ્બનો ભેદ, અસની ...

ખાણો કરવા કાયદેસર છે, તો તેઓને માટે હું
કહીશ કે તેઓ કોઇ કોહી ગયેલાં ભેજાંના માણસો
જોઇએ. તમે કરેલાં લખાણો શું દેખાડે છે ? તેમા
ગુજારવાની ભલામણ કરવામા આવી છે, ખુના
કામ તરફ તેમા સંતોષ દેખાડવામા આવ્યો છે
નહી પણ બોમ્બ ફેકી કરવામા આવતા કરપીણ અને હી
ખુનો માટે પણ સંતોષ તમારા લખાણોમાં દેખા
આવ્યો છે. એટલેથી ન અટકતા બોમ્બ જેવી ચીજ
આવી તે બનાવને તમે એવી રીતે વધાવી લીધો છે કે
હીંદનાં ભલા માટે કેવી એક ચીજ પેદા થઇ હોય !

મે ઉપર કહ્યું તેમ જો કોઇ એમ ધારે કે
ચાળવણી કરતી વખતે બોમ્બ જેવા ખાનાખરાબીના
ચારો ઉપયોગમાં લેવા તે કાયદાસર છે તો તેઓની મગજ
માટે હું એટલુંજ કહીશ કે તેવા માણસો કોહેલા
હોવા જોઇએ. અને તમે તે મ બંધે લખેલા લખાણો પણ
કોઈ કાયદાસર ઠરાવે તો તેઓની પણ મગજ શક્તિ
ગયેલી હોવી જોઇએ.

છેલ્લા દશ વરસમાં રાજ્ય કરતી કોમ તરફનો ત
ધિક્કાર ઓછો થયો નથી, અને તમે કરેલાં લખાણો તમે
છો તેમ અગ્નીની ધીક વખને કરવામાં આવ્યાં નથી, પણ
અંગ્રેજ સ્ત્રીઓના કરવામા આવેલા પેલા કરપીણ અને
ઘાતકી ખુન પછી એક પખવાડીયું રહીને તમે તે લખાણો

